કોઈ કામ નથી એવા માણસો એમના દિવસો તરવરાટમાં અને રાત્રિઓ સ્વપ્નાંમાં આરામથી ગુજારે છે. સ્વપ્નાં ઉપર કોઈ કાયદો લાગતો નથી, ઑર્ડિનન્સ પણ નથી પહોંચતો–બસ, મોજ કરો, ફાવે તેને પ્યાર કરો. પરંતુ આ સામ્યવાદીઓ સ્વપ્નાં ઉપર પણ ૧૪૪ મી કલમ લગાવી દે એવા છે. જોઈ લેજો. કહી દેશે કે, 'તમે રાતે સ્વપ્નમાં લાલ વાવટાને ગાળ દીધી હતી. લખીને આપો કે ગુનેગાર છું!' બસ, પુરાવો મળી ગયો. મોકલો એને રાજસ્થાન–ત્યાં ખોદશે નહેર. પછી શું હોય–જયનારાયણ વ્યાસ, પાલીવાલ, મોહનલાલ સુખડિયા–એમની સંગાથે ત્યાગી મહારાજ ટાલિયું માથું ખંજવાળતા માથા ઉપર ટોપલા ઊંચકીને ફરી રહ્યા છે! આ સામ્યવાદથી તો ભગવાન બચાવે. એના કરતાં તો આજનો વ્યક્તિવાદ ઘણો સારો છે. જાહેરમાં જ તો પંતજીના પગે પડવું પડે છે, મનથી તો કોઈના ગુલામ નથી ને!

અંગ્રેજોના રાજ્યમાં જે સુખ પામ્યા હતા એ તો સાત જન્મમાં પણ મળવાનું નથી. ફૈઝાબાદની એ જેલ. ત્યાં શ્રીવાસ્તવ, ગંડાસિંહ, ગુલામ મુર્તજા, ખાન બહાદુર સુપરિન્ટેન્ડેન્ટ, હૉકસવર્થ અને જેલર રામઅસાવન–તમારા વાંદરવેડા, તમારી સખતાઈ ને સૌજન્ય આ જિંદગીમાં તો અમે નહીં જ ભૂલીએ. કાળ–કોટડી,

એ ઠંડા–બેડી, એ લોઢાનાં થાળી–વાટકા, એ ભૂખ–હડતાળો, એ સૂત્રોના પોકારો ને સભાઓ, એ લાઠી-ચાર્જ, એ હોળી ને એ વસંત!

> પહેને હૈ જો કુર્તા વહ મેરા યાર બસંતી,
> આતે હૈં નજર સબ દરોં–દીવાર બસંતી.
> બસંતી હો મેરા યાર ઔર હોં પ્યાર બસંતી,
> સાકી કી સુરાહી સે બહે ધાર બસંતી.
> બુલબુલ કફ્સ[1] મેં સર ધુને ગુલશનમેં હો બસંત,
> તિકડમ સે ઢીલા દો કોઈ ઈક તાર બસંતી.
>
> (જેલમાં–ત્યાગી)

માર ખાતો હતો હું અને રડતા હતા તમે–એ દિવસો ક્યાં ગયા! આજ તમે માર ખાઈ રહ્યા છો ને હસું છું હું!

શર્મદા મુલાકાત માટે આવી ત્યારે થોડાં ફળ લાવી હતી. એ ફળ જેલરે આપવા ન દીધાં. મુલાકાત દસ મિનિટની અને એ પણ ત્રણ ત્રણ મહિના પછી. એ બિચારી રડતી રડતી દરવાજાની બહાર નીકળી ગઈ. હું પણ ભીની આંખો લઈ બૅરેક ભણી જતો હતો, ત્યાં રસ્તામાં ગોપીબાબુ (સ્વર્ગીય ગોપીનાથ શ્રીવાસ્તવ) મળી ગયા. પૂછ્યું: 'શર્મદા મઝામાં છે ને?' મેં એમને કહી નાખ્યું કે એ ફળ

---

1 પિંજરું

આર્યસમાજી માનવા ના પાડી. મેં પૂછ્યું : 'હું આર્ય-સમાજી નથી તો વળી બીજો કોણ છું તે બતાવો; તો હું એ ધર્મના જેટલા તહેવાર છે તે બધા જ ઊજવવા માંડીશ.' તોયે એ ના માન્યો. આ સુપરિન્ટેન્ડન્ટ માથાનો નીકળ્યો. એ કહે : 'તમારો તો કોઈ ધર્મ જ નથી !' બસ, હું ઘીવાળી સામગ્રી વગરનો લુખ્ખો રહી ગયો. હવે મારું પ્રારબ્ધ જુઓ. એક દિવસ ફૈઝાબાદના અંગ્રેજ કમિશનર મિ. વ્હાઈટનો સંદેશો આવ્યો કે પોતે આવતા રવિવારે જેલમાં જંગલી કબૂતરોનો શિકાર ખેલવા આવી પહોંચશે. અલગૂરાય-જીએ તરત જ જાહેર કરી દીધું કે, જેલના એક પણ કબૂતરની હત્યા થઈ તો ખબરદાર, હું આમરણાંત ઉપવાસ પર ઊતરીશ. હવે એવું તો ક્યાંથી થવા દેવાય ? બધા મિત્રો પરેશાન થઈ ગયા. કેટલીય વાર અંદરોઅંદર ચર્ચા ચાલી. પરંતુ શાસ્ત્રીજી એમની પ્રતિજ્ઞામાં મક્કમ રહ્યા. એમનો કબૂતર-પ્રેમ અડગ રહ્યો. એટલામાં શ્રી અજીતપ્રસાદ જૈનને છૂટવાની તારીખ આવી પહોંચી. એટલે એમની 'શોકસભા' ભરી. જ્યારે કોઈ સાથીદાર છૂટે ત્યારે એના માનમાં 'શોકસભા' ભરાતી અને નાસ્તા-પાણી પણ ઊડતાં, એ મુજબ કોઈ નવા ઉમે-રાય ત્યારે એમની 'સ્વાગતસભા' પણ ભરતા હતા. અલ્હાબાદના ખિલકીબાબુએ તો એક નિયમ કરી દીધો

હતો કે સજા પામીને કોઈ નવો મિત્ર જેલમાં આવે અને જે કોઈ એને પહેલો દેખે તેણે 'આવી ગયા, આવી ગયા' એમ બે વાર જોરથી ઘોષણા કરે. એ સાભળી હરેકે-પછી ભલેને કોઈ સંડાસમાં હોય તોપણ તરત જ જ્યા હોય ત્યાંથી 'આવી ગયા-આવી ગયા' એમ બેવાર મોટેથી બોલવુ એ અવાજનો ઘોષ થતા આખી જેલ ગાજી ઊઠતી હતી. બધા ફાટક પર દોડી જતા અને નવા મહેમાનને 'આવી ગયા, આવી ગયા' કહીને વધાવી લેતા અને સર ઘસના રૂપમા જેલના આગણામા લઈ આવતા. પછી વિવાદ ચાલતો કે કઈ બૅરેકમા જવુ. ત્યા સભા થતી અને આઝાદીનુ આંદોલન કેવુંક ચાલે છે તેના સમાચાર સૌ રસપૂર્વક સાભળતા. જે છૂટવાના હોય તેમને વિદાય દેવા પણ ફાટક સુધી બધા જતા. એને 'શબયાત્રા' કહેતા. એ વખતે કોઈ પોકાર થતા નહોતા. ફાટક આગળ બધા મિત્રો વિદાય આપવા મળતા, અને કેટલાક તો એવુ કલ્પાંત કરી મૂકતા કે જાણે કન્યાને સાસરે વિદાય કરતા હોય ને! છૂટી જનારા પણ પોશ પોશ આસુ વહાવતા. અમને છુટકારો ગમતો નહોતો. જ્યારે મારી 'શોકસભા' થઈ ત્યારે મેં એક ગઝલ સંભળાવી હતી :

લાશયે મુસ્તાકકો[1] હાજત કફનકી કુછ નહીં,
આંખકી પુતલીકે હાતે તાર રહને દીજિયે.
ઢૂંઢતી ફિરતી હૈ પરદા અબ તો ઉરયાની[2] મેરી,
ચશ્મપોશી કીજિયે[3] ઈસરાર રહેને દીજિયે.[4]
મહફિલે એહબાબ[5] સે મુઝકો ન બાહર કીજિયે,
જીનતે ગુલમકા[6] સબબ હૂં, ખાર રહેને દીજિયે.
આબખોરે[7] હૈં કિસી પર જલ ચઢાને કે લિયે,
મુઝકો અપની આંખકા બીમાર રહેને દીજિયે.

શ્રી કેશવદેવ માલવીય એ દિવસોમાં હિંસાત્મક સોશ્યાલિસ્ટ બન્યા હતા. અને નાક કાપવાના આંદોલનનું સમર્થન કરતા હતા. એમણે પણ આ શોકસભામાં એક કવિતા સંભળાવી :

કહે કેશવ સુનો ભાઈ ત્યાગી કામ હુસિયારી સોં કરિબો ચાહિયે,
હોત હૈ ફક્ત છઃ માસ કી બનાઓ નમક ચાહે કતરો નાક.

ઊસ્તરે સે કાટના અચ્છા નહીં ઉસ નાક કા,
છોટા ચાકૂ લીજિયે બેધાર રહને દીજિયે.

શ્રી અજીતપ્રસાદ જૈનની શોકસભા મળી. એમાં ઠરાવ થયો કે કમિશનર મિ. વ્હાઈટને મળીને એમને સમજાવવા કે શિકાર ખેલવા માટે જેલમાં ન આવવું; નહીં તો એનું પરિણામ ઘણું ભયંકર આવશે. અમારામાં

---

૧ આશકની લાશને. ૨ નમતા. ૩ આંખ ઢાંકો.
૪ જીદ ના કરશો. ૫ મિત્રસભા. ૬ ફૂલની શોભા. ૭ જળપાત્ર.

એક મિત્ર પોસ્ટમાસ્તર પણ હતા. તિકડમની બધી ટપાલ રાતે એમની પાસે પહોંચી જતી. એમની પાસે એ રાતે જ સંદેશો આવી ગયો કે કમિશનર શિકાર માટે નહીં આવે. એ બદલ શ્રી અલગૂરાયને અભિનંદન આપ્યાં અને 'મહર્ષિ દયાનંદની જય' તથા 'વૈદિક ધર્મની જય' એવા પોકાર કરવામાં આવ્યા.

બધા જેલની બૅરેકોમાં અથવા કાળ-કોટડીમાં રહેતા હતા. હું દહેરાદૂન-મસૂરીની ઠંડી હવાથી ટેવાયેલો હતો એટલે મને રાતે ખુલ્લામાં સૂવાની રજા મળી હતી. ત્યાં સરદાર નર્મદાપ્રસાદસિંહ અને કવિ કનૈયાલાલ પ્રભાકર સાથે આખી રાત મજાકવિનોદ કરતો હતો. બીજાના દિવસો મજામાં વીતતા હતા ત્યારે મારી રાતો આરામમાં પસાર થતી હતી.

શ્રી અલગૂરાય શાસ્ત્રી મને 'રાક્ષસ' કહેતા. એક દિવસ મેં એક કબૂતરીને પકડી લીધી અને તેને એક વાસણમાં છુપાવી દીધી. એ વાસણ પણ કેવું-પાણીની માટલી! તપાસ થાય તોપણ ત્યાં કોણ જોવા જાય? બીજે દિવસે એ કબૂતરીને લઈને હું શાસ્ત્રીજીની દવાખાનાવાળી બૅરેકમાં પહોંચ્યો. અને એનું ગળું પકડીને મરોડતો હોઉં એવો દેખાવ કર્યો કે જાણે હમણાં જ એની હત્યા કરું છું. શાસ્ત્રીજી કહે: 'અરે રાક્ષસ, આ શું કરે છે?' મેં કહ્યું, 'જો એક પ્યાલો ભરીને દૂધ આપો

તો જ આને છોડું. નહીં તો એને કાચી ને કાચી ચાવી જઈશ.' શાસ્ત્રીજી તો ચુસ્ત આર્યસમાજી રહ્યા. ઊઠીને તરત દૂધનું ભરેલું બોઘરણું મારે હવાલે કરી દીધું. પાકું બશેર દૂધ હતું. બધું તો કેમ કરીને પી શકું? પરંતુ રાક્ષસ બનાવ્યો હતો એટલે ઋષિઓને કનડવાનો મારો ધર્મ હતો. એટલે આખું બોઘરણું જ મોઢે માંડી દીધું. દૂધ મોઢામાંથી નીકળીને છાતી પર, ત્યાંથી પેટ પર અને છેક પગ સુધી ઢોળાયું. શી ફિકર હતી? શરીર ઉપર માત્ર જાંઘિયો પહેરેલો હતો. અજબ મસ્તી આવી ગઈ. મિત્રો તમાશો જોઈ રહ્યા. બોઘરણું ખાલી કરી 'રાવણાચાર્યકી જય' બોલ્યો અને કબૂતરી ઉપર હેતથી હાથ પસવારતો મારી કાળ-કોટડીમાં પાછો ફર્યો.

શાસ્ત્રીજી પણ જાતના ભૂમિહાર હતા. બીજી વાર કબૂતરીને લઈને પહોંચ્યો ત્યારે દૂધની તાંબડીમાં માત્ર એક જ પ્યાલા જેટલું દૂધ રાખ્યું હતું તે બતાવીને કહ્યું: 'રાક્ષસ, ચૂપચાપ જેટલું દૂધ રાખ્યું છે એટલું પી લે, પણ કબૂતરીને સતાવીશ નહીં.' આ રીતે મારી કબૂતરી મને રોજ અઢધો શેર દૂધ આપવા લાગી ને શાસ્ત્રીજી અકળાવા લાગ્યા. રોજ પાકો અઢધો શેર દૂધ કાઢી આપતાં એમનો જીવ ચાલતો નહીં. એમણે મારા એકાદ મિત્રને-કદાચ પુરશોત્તમલાલ હોય,

કદાચ રઘુકુલતિલક હોય કે પ્રો. રાધેશ્યામ હોય, કદાચ ચંદ્રધર ચૌધરી પણ હોય-એમને ફરિયાદ કરી કહ્યું: 'આ રાક્ષસથી મારો પક્ષી છોડાવો.' જરૂર, એમને પણ ટોસ્ટ-માખણ ખવડાવ્યાં હશે, કેમ કે એ ભાઈ છૂપી રીતે મારી કાળ-કોટડીમાં ઘૂસી ગયા અને મારા જ મિત્ર થઈને મારી કબૂતરીને ચોરી લઈ ઉડાવી ગયા. એને ઉડાડી પણ દીધી. જ્યારે નાહી-ધોઈને હું દૂધ પીવા ચાલ્યો ત્યારે જોયું તો કબૂતરી ગાયબ! બહાર એક ચંડાળચોકડી ઊભી ઊભી તમાસો જોઈ રહી હતી. જેવો હું બહાર નીકળ્યો કે બધા ખૂબ મોટેથી હસી પડ્યા. મેં કહ્યું: 'ઠીક, દોસ્તીનું આ ફળ છે!'

પણ મારું તકદીર તો જુઓ. ઘાસમાંથી મને બે ઇંચ જેટલો લાંબો અને જાડો કીડો મળી ગયો. એનો રંગ પણ ઘાસ જેવો લીલો હતો. એને એક પાંદડા ઉપર લીધો ને હળવેથી ગજવામાં હાથ છુપાવી પહોંચ્યો શાસ્ત્રીજીની પાસે. એ તો હસીને કહે: 'ભેંસ ક્યાં મૂકીને આવ્યો? દુષ્ટ, હવે દૂધ નહીં મળે.' મેં કહ્યું: 'શાસ્ત્રીજી, આત્મા તો બધાનો એક જ છે. પછી ભેંસ હોય, કબૂતરી હોય કે કીડો હોય!' અને ખિસ્સામાંથી કીડો કાઢીને મેં કહ્યું: 'હમણાં કચકચ ચાવી જઈશ.' એ બોલ્યા, 'અરે દુષ્ટ, એવું ના

કરીશ. તને રોજ દૂધ મળશે, પણ આ કામ છોડી દે.' એક મિત્ર આ જોઈ રહ્યા હતા. એ કહે: 'આ તો ભૂમિહારને ત્યાગીએ હરાવી દીધા!' શાસ્ત્રીજી બોલ્યા: 'ભાઈ લોઢાને તો લોઢું જ કાપે!' ક્યાં ગયા એ દિવસો? જ્યારે કીડા પણ દૂધ દેતા હતા ને હવે તો મિત્રોની ગાયો પણ વસૂકી ગઈ છે.

બીજી વાર બરેલીની જેલમાં શાસ્ત્રીજી ઘણા બીમાર પડી ગયા. એમની બીમારી કેટલાયે વર્ષોથી ચઢઊતર કરતી રહી છે. આ વખતે બધાને લાગ્યું કે શાસ્ત્રીજીને કોઈ પણ ઉપાયે છોડાવવા જોઈએ. બસ, અમે એવું વાતાવરણ પેદા કર્યું કે ઝટ લઈને શાસ્ત્રીજીના છુટકારાનો દિવસ આવી ગયો. એમની 'શોકસભા' થઈ ગયા પછી સુપરિન્ટેન્ડેન્ટ એમને છેલ્લી વાર જોવા આવ્યા. એ વખતે અમારામાંથી ઘણા ઇસ્પિતાલ પહોંચ્યા. ત્યાં અમને એક આંદોલનનું કામ સોંપવામાં આવ્યું હતું. મોં ઉપર ઘેરા શોકની છાયા લાવી દુઃખભર્યા અવાજે સૌ એકબીજાને કહેતા હતા કે હવે શાસ્ત્રીજી બિચારાને બચવાની કોઈ આશા નથી!

છૂટવાની અંતિમ ઘડી વખતે મારાથી ના રહેવાયું. એ દિવસોમાં હું મજાકનો ફુવારો હતો, ગાંધી-આગનો જ રસ્તો! મેં ડાક્તર સાહેબને પૂછ્યું: 'શાસ્ત્રીજીની બીમારીનું કંઈ નિદાન થયું કે?' ડાક્તરે

મને સામો પ્રશ્ન કર્યો: 'તમને શું લાગે છે? શી બીમારી છે?' મેં કહ્યું: 'તમે જાણતા નથી, એમ? આ તો અસાધ્ય રોગ છે. એને 'આલપિનાઈટિસ' કહે છે.' દાક્તરે ઘણી વાર મને પૂછ્યું કે, 'આલ-પિનાઈટિસ' એ કયુ દરદ છે? ક્યાં થાય છે? સાથી-ઓ મને કોણી મારી ચૂપ રહેવા સમજાવતા હતા. પરંતુ મને છાના મરવાની આદત નથી. જેવુ દાક્તરે ફરી પૂછ્યું કે, 'આલપિનાઈટિસ' કોને કહે છે; તો મેં શાસ્ત્રીજીના ઓશીકા નીચે હાથ નાખીને એક ટાકણી બતાવી કહ્યુ, આ વાગવાથી જે લોહી નીકળવાની બીમારી થાય છે એનુ જ નામ 'આલપિનાઈટિસ.' એનો એકમાત્ર ઇલાજ તે જેલમુક્તિ, બીજા ઇલાજ જ નથી.' બિચારા શાસ્ત્રીજી સિવાય બીજા તમામને આથી હસવું આવ્યુ. છતા નજરમા ક્રોધ અને ઘૃણા લાવી સૌ મારા તરફ જોવા લાગ્યા. 'શરમ નથી આવતી? મિત્ર મરવા પડ્યો હોય ત્યારે પણ તમને મજાક સૂઝે છે?'

હુ મારી કાળ કોટડી તરફ ચાલ્યો ગયો. મિત્રોએ શાસ્ત્રીજીની 'શબયાત્રા' શરૂ કરી તો તેમા પણ મને કોઈએ બોલાવ્યો નહિ. ત્યા બેઠા બેઠા જ મે 'ટા–ટા' કરી વિદાય દીધી. હવે ઈશ્વરની કૃપાથી શાસ્ત્રીજી ખૂબ તગડા છે. ઉત્તરપ્રદેશના વનવિભાગના પ્રધાન હતા; પરંતુ ૧૯૬૩ની ૧લી ઑગસ્ટથી રાજીનામું આપી છૂટા થયા છે.

## ૨ : બાપુ રડી પડયા

ઈ. સ. ૧૯૨૪ની વાત છે. ૧૯૨૧ માં સરકાર વિરુદ્ધ જે આંદોલન ચલાવેલું, તેમાં હવે ઓટ આવી હતી. પોતપોતાની સજાની મુદત પૂરી થતાં લોકો જેલમાંથી છૂટી રહ્યા હતા. કોઈ પોતાની તબિયતને તો કોઈ ધંધારોજગારને કે પરિવારને સંભાળી રહ્યા હતા. પણ જનતાની જાગેલી ઉત્તેજના હજી શાંત પડી નહોતી.

મને અને તમને ક્યારેક ક્યારેક ક્રોધ આવે છે ત્યારે એ બધો ક્રોધ સાસુ–નણંદ કે ભાણેજ–ભત્રીજા ઉપર જ કાઢીએ એવું કાંઈ નથી. કોઈ વાર દૂધનો પ્યાલો, ચાની રકાબી કે બૂટી છરી ઉપર પણ ઊતરી પડે છે. અને ક્રોધની બાબતમાં તો વ્યક્તિઓ કરતાં જનસમૂહના હાલ કંઈક વધુ ઢંગધડા વગરના હોય છે. જનતાનો જુસ્સો વિધ્વંસ કર્યા વિના શાંત પડતો નથી. એ જુસ્સો પ્યાલા, રકાબી તોડીને નહીં પણ રેલગાડીના પાટા, બસ, મોટર કે પછી મકાનોની બારીઓના કાચ કે વીજળીના તારના થાંભલા–એવી વસ્તુઓ ઉપર ઊતરે છે.

કોઈ સાર્વજનિક આંદોલન શરૂ કરવું સહેલ છે, પણ એને શાંત કરવું તે ભારે મુશ્કેલ કામ છે.

## હિંદુ-મુસ્લિમ એકતા

મહાત્મા ગાંધીએ રોકવા છતાં પણ અમે અંગ્રેજો વિરુદ્ધ પૂરતાં ઘૃણા અને વેર ઉત્પન્ન કરી લીધાં હતાં. પારકા ઉપર વેર થાય છે ત્યારે પોતાનામાં સંપ થતાં વાર લાગતી નથી. ખિલાફતના દિવસોમાં સંયુક્ત મોરચો હતો, તેથી હિંદુ-મુસલમાનો વચ્ચે દૂધસાકર જેવી એકતા થવા પામી હતી. પરંતુ જેવું આંદોલન ઠંડું પડ્યું કે અંદરોઅંદર ફૂટ પડી હિંદુઓએ 'શુદ્ધિ' અને મુસલમાનોએ 'તબલીગ' શરૂ કરી દીધી. બસ, હુલ્લડો શરૂ થયા. કોઈ જગ્યાએ મસ્જિદની સામે વાજાં વાગ્યાં કે શંખ ફૂંકાયા ને ક્યાંક બાગ પોકારવામાં આવી. થઈ રહ્યું. આંધળાને શું જોઈએ-તો કહે બે આંખો. વિદેશી સરકારને તો આથી જોઈતું મળી ગયું. મુસ્લિમ લીગ અને હિંદુમહાસભાનું પણ કામ બની ગયું. પરંતુ કોંગ્રેસ પ્રત્યેનો લોકોનો ભાવ ઘટવા લાગ્યો. અમારામા જે હિંદુ હતા તેમને તો બહુ ફિકર ન હતી; કારણ કે અધિક અંશે હિંદુઓ હજી પણ કોંગ્રેસની સાથે હતા. પરંતુ મુસલમાનોમા કોંગ્રેસવાળા 'કાફર' ગણાવા લાગ્યા. એ દિવસોમા એક વાર હું બિજનૌરના મારા સાથીદાર અબ્દુલ લતીફને મળવા ગયો. એમના પિતા અને મારા દાદાએ સાથે વકીલાતની પરીક્ષા પાસ કરી હતી. એટલે એમના પિતાને હું

દાદાસાહેબ કહીને બોલાવતો. જઈને પૂછયું : 'દાદાસાહેબ, લતીફ ચાચા ક્યાં હશે?' એમણે પોતાની મેડી સામે આંગળી ચીંધી કહ્યું: પંડિતજીને? હશે, ત્યાં ગાધી આશ્રમમાં.

ત્યારે ગાધીજીએ કૉંગ્રેસવાળાઓને લખી મોકલ્યું હતું કે જ્યારે તોફાન આવે છે, ત્યારે ઘણાં વૃક્ષો ઊથલી પડે છે, પરંતુ જેનાં મૂળ મજબૂત ને ઊંડાં હોય તે જ ઊભાં રહી શકે છે. એટલે ખરા કૉંગ્રેસી તો એ જ છે કે સાંપ્રદાયિક ભરતી-ઓટ આવે ત્યારે એ એકલા ઊભા રહી શકે. દિવસો બહુ કપરા હતા.

આફત લાવનારું ભાષણ

એવામાં કૉંગ્રેસના પ્રમુખ મૌલાના મહમદઅલીએ મુસલમાનોની સભામાં આપેલું એક ભાષણ છપાયું. એમા એમણે કહ્યું: 'એક ફાજિર (વ્યભિચારી) અને 'ફાસિદ' (દુશ્ચરિત્ર) મુસલમાન હોય તેને પણ હું મહાત્મા ગાધી કરતા સારો ગણું છું.' બસ, પંજાબમા જેટલાં હિંદુ છાપાં હતાં તે બધાં ઊકળી ઊઠ્યાં. આ ભાષણ થયા પછી જે હિંદુ કૉંગ્રેસી મજબૂત હતા તે પણ હાલી ગયા. ઑલ ઇંડિયા કૉંગ્રેસ કમિટીનો હું સભાસદ હતો ને જવાહરલાલ નેહરુ એના મંત્રી હતા. કૉંગ્રેસ-પ્રમુખનું આ ભાષણ અસહ્ય બની ગયું. મેં તો ઝટ લઈને અવિશ્વાસનો ઠરાવ મોકલી

દીધો. શ્રી નરદેવ શાસ્ત્રીએ તેમાં અનુમોદનની સહી કરી આપી. પહેલેથી જ જવાહરલાલ નિયમો પાળવામાં ઘણા ચોક્કસ છે. એમણે મને પત્ર લખ્યો કે, 'તમે શું ખરેખર આ ઠરાવ રજૂ કરવા માંગો છો?' મેં જવાબ મોકલ્યો કે, 'બહુ સમજી-વિચારીને ઠરાવ મોકલ્યો છે, એ ઠરાવ હું જરૂર રજૂ કરીશ.' એટલે એજન્ડામાં ઠરાવ છપાઈ પણ ગયો. અમદાવાદમાં ૨૭મી જૂનના દિવસે એ. આઇ. સી. સી. ની બેઠક બોલાવવામાં આવી અને સ્વાગત અધ્યક્ષ અમદાવાદની મ્યુનિસિપાલિટીના ચેરમેન સરદાર પટેલ થયા.

અમે બધા કંઈ કમાતા નહોતા, છતાં કાંગ્રેસના કામ માટે જે લાંબી મજલો કરીએ તેનો ખરચ કૉંગ્રેસમાંથી લેતા નહોતા. ત્રીજા વર્ગના ડબ્બામાં મુસાફરી કરીએ, ઘણા પ્રાંતોના લોકો ભેગા મળીએ, અને એક જ ડબ્બામાં ગોઠવાઈ જઈએ. એકબીજાના અનુભવો સાંભળીએ અને ચણામમરા ફાકતા ફાકતા અમારી મુસીબતોની મજાક ઉડાવતા. કૉંગ્રેસના ઇતિહાસમાં અમદાવાદની આ બેઠક અમર રહેશે. મહાત્મા ગાંધીજી જેલમાંથી છૂટીને પહેલી વાર આ કમિટીની બેઠકમાં આવ્યા હતા. પં. મોતીલાલ નેહરુ, શ્રી દેશબંધુ દાસ, હકીમ અજમલખાં, શ્રી રામભજદત્ત ચૌધરી અને વિઠ્ઠલભાઈ પટેલ વગેરે આગેવાનોએ એક પેટા કમિટી દ્વારા એવી સૂચના કરી હતી

કે, કાઉન્સિલોનો જે બહિષ્કાર કર્યો હતો તે ઉઠાવી લેવો અને ધારાસભાની અંદર જઈને કૉંગ્રેસનું આંદોલન ચલાવવું. બન્યું પણ એવું હતું કે સ્વરાજ પાર્ટીના નામ હેઠળ સેંકડો કોંગ્રેસીઓ ધારાસભામાં ચૂંટાયા હતા.

બીજી તરફ ક્રાંતિકારી દળના આગેવાનોએ નાગપુરની કૉંગ્રેસમાં મહાત્મા ગાંધીજીને વચન આપ્યું હતું કે અસહકારનું આંદોલન ચાલશે ત્યાં સુધી બૉમ્બ ફેંકવાનું કામ બંધ રહેશે. અસહકારનો પ્રયોગ ચાલતો હશે ત્યારે વચ્ચે અંતરાય નહીં નાખે. આમ છતાં કેટલાક નવયુવકો પરદેશી સરકારના જુલમો સહન નહોતા કરી શકતા અને પંજાબ-બંગાળ તરફ એ લોકોએ હિલચાલ શરૂ કરી દીધી. કલકત્તાના પોલીસ-કમિશનર સર ચાર્લ્સ ટેગાર્ટ ક્રાંતિકારીઓની પાછળ જ પડ્યા હતા. શહીદ ગોપીનાથ સાહાએ એને ગોળીથી ઉડાડવાનો નિશ્ચય કર્યો; પરંતુ એને બદલે મિ. ડે નામનો બીજો અંગ્રેજ માર્યો ગયો. શ્રી ગોપીનાથને ફાંસી થઈ. એ પછી તરત જ અમદાવાદની આ બેઠક મળી હતી.

### અવિશ્વાસની દરખાસ્ત

બેઠક શરૂ થઈ કે તરત જ મૌલાના મહમદઅલીએ કહ્યું: 'પહેલાં મારા ભાષણ વિષે ફેંસલો થવો જોઈએ.'

મારું નામ બોલાયું. 'આવો, અવિશ્વાસની દરખાસ્ત રજૂ કરો.' ત્યારે હું હતો પણ ૨૪ વર્ષનો જ. પ્લેટ-ફૉર્મ પર જઈને ખૂંટા જેવો ઊભો રહ્યો. બોલ્યો: 'મિ. પ્રેસિડન્ટ એન્ડ ફ્રેન્ડઝ' આટલું બોલ્યો હોઈશ ત્યાં તો ગાંધીજીએ મહમદઅલીની રજા માગી: 'ઠરાવ રજૂ થાય તે પહેલાં એની રજૂઆત કરનાર સાથે બે મિનિટ વાત કરવાની તક મને મળવી જોઈએ.' મૌલાના જોરથી બોલી ઊઠ્યાઃ 'ઑર્ડર, ઑર્ડર, પહેલાં ઠરાવનો ફેંસલો તો થાય. પછી બીજી વાત.' આમ છતાં મહાત્માજીને ચૂપ કરી દેવા તે કઠણ કામ હતું. એમણે મને કહ્યું: 'તમને તો મારી સાથે વાત કરવામાં કોઈ નામરજી નથી ને!' મેં કહ્યું: 'ના.' એટલે બાપુ મોટેથી હસી પડ્યા ને કહ્યું: 'જ્યારે એ અને હું બન્ને રાજી, તો પછી વચમાં શાના બોલે કોઈ કાજી!' આખી સભા હાસ્યથી ગુંજી ઊઠી. હું તરત ગાંધીજીની પાસે જઈને બેસી ગયો.

## બાપુની દલીલ

બાપુએ કહ્યું: 'આ દરખાસ્ત યોગ્ય નથી. મૌલાનાએ આમાં બીજા કોઈનું નામ સુદ્ધાં લીધું નથી. મહાત્મા ગાંધી કરતાં કોઈ ફાજિર-ફાસિદ મુસલમાનને સારો સમજવો એટલી વાત છે. એમાં કોઈ ગાળ તો

નથી. ગાળ તો જ્યારે એ ચોંટે ત્યારે ગણાય. ગાંધી તો કબૂલ નથી કરતો કે એને ગાળ લાગી છે. પછી તો એ ખલાસ થઈ ગઈ ને.'

મેં કહ્યું: 'મહાત્મા ગાંધી જોડે આ વાતને સંબંધ નથી. આ ભાષણ મુજબ કૉંગ્રેસના પ્રમુખની નજરમાં એક બદમાશ અને બદચલન મુસલમાન પણ બીજી કોમની શ્રેષ્ઠતમ વ્યક્તિ કરતાં ઊંચો છે. આજકાલ ઘણી જગ્યાએ કોમી હુલ્લડો ફાટી નીકળે છે. એ વખતે આવું ભાષણ થાય તે તો સળગતી આગમાં પેટ્રોલ નાખવાનું જ કામ કરે ને.'

ગાંધીજી: 'આ દરખાસ્ત પસાર થશે એવી તમને આશા છે? કેટલા વોટ મળશે?'

'મેં કહ્યું: 'બે વોટ તો પાકા છે જ. એ પસાર થાય કે ના થાય, રેકોર્ડ પર તો આટલી વાત આવશે ને કે કૉંગ્રેસના પ્રમુખના ભાષણથી કેટલાક માણસોને દુઃખ થયું હતું.'

ગાંધીજી: 'એવી વાત લાવવાથી કૉંગ્રેસનો રેકોર્ડ સારો તો શેનો થાય, વધારે કાળો બનશે. હિંદુ-મુસલમાનને સાથે રાખવા હોય તો એકમેકની ઊણપ-હોય તોપણ નભાવી લેવી પડશે, મિત્રતા કોને કહેવાય, એની તમને ખબર છે?'

મેં કહ્યું: 'એકબીજાને પ્રેમ કરે તેને મિત્રતા

કહે છે.' બાપુએ કહ્યું: 'ના, એ તો બદમાશી છે. મિત્રતાનો અર્થ તો એકબીજાની ઊણપ નિભાવી લેવી તે છે. જે એમ નથી કરી શકતા એ મિત્ર નથી. આ દરખાસ્ત યોગ્ય નથી.'

'હવે પાછી તો નહી ખેચી લઉ, બાપુ.' મે ઊઠતા ઊઠતા કહ્યુ

બાપુએ તોપણ ટોક્યો અને કહ્યુ 'ભલે, તમારી ખુશી; છતા એક વાત તો જરૂર પૂછીશ–અક્કલ કોનામા છે–તમારામા કે મહાત્મા ગાધીમા?'

મે કહ્યુ 'મહાત્મા ગાધીમા.'

બાપુ બોલ્યા 'તો તો થઈ ગયુ એક બેવકૂફે અક્કલમદની વાત માનવી જોઈએ એટલી દલીલ તો ગમશેને? એટલુ તો હુ પહેલેથી જાણતો હતો કે બેવકૂફ હોય તેને અક્કલની નહી મૂર્ખામીની વાત ગમે છે હવે તો પાછી ખેચી લેશોને?'

હવે હુ શુ કરુ? દરખાસ્ત પાછી ખે ચી લીધી.

એના પછી એ બેઠકમા ગાધીજીની ચાર દરખાસ્તો રજૂ થઈ એકમા મિ ડેની રાજકીય હત્યા થઈ તેની નિદા કરી હતી, બીજીમા અદાલતો, સ્કૂલો, કૉલેજો, ધારાસભા અને વિદેશી કાપડના બહિષ્કારની વાત હતી, ત્રીજીમા જણાવ્યું હતુ કે જે કોઈ કૉંગ્રેસનો અધિકારી–પછી એ પ્રાતનો હોય કે જિલ્લાનો–જો

કોંગ્રેસની નીતિ અથવા એના કાર્યક્રમની વિરુદ્ધ કામ કરે, તો એનું પદ ખાલી થયેલું સમજી એની જગ્યાએ બીજાની ચૂંટણી કરવી અને ચોથીમાં સભાસદોના લવાજમ વિષે કહ્યું હતું. ચાર આના ભરવાને બદલે પોતાના હાથે કાંતેલા સૂતરની આંટી દર મહિનાની ૧૫ મી તારીખ પહેલા જમા કરાવી દે ને જે એમ નહીં કરે, તેના ઉપર શિસ્તનાં પગલાં લેવાશે.

પહેલી દરખાસ્ત ઉપર શ્રી દેશબંધુ દાસ અને પં. મોતીલાલ નેહરુએ શ્રી ગોપીનાથની દેશભક્તિ અને સાહસની પ્રશંસા કરતો સુધારો મૂકયો. અને બીજી દરખાસ્તમા એમણે એવો સુધારો મૂકયો કે અદાલતનો બહિષ્કાર કરતી વેળા દીવાની બાબતોમાં જરૂરી તજવીજ કરવાની છૂટ રહેવી જોઈએ. બાપુ આ બન્ને સુધારાની વિરુદ્ધ હતા. ગોપીનાથ સંબંધી એમણે કહ્યું કે કોંગ્રેસે અહિંસાનું ધ્યેય સ્વીકાર્યું છે. પછી એનાથી હિંસાવાળા કોઈ પણ કાર્યની પ્રશંસા ના થઈ શકે. દેશબંધુના સુધારાને ૭૦ મત મળ્યા, વિરુદ્ધમા ૭૮ મત પડ્યા. સુધારો ઊડી ગયો. બીજી દરખાસ્ત ઉપર મત લેવાય તે પહેલાંજ શ્રી દાસ, પં. મોતીલાલ નેહરુ અને એમની ૫૭ જણની પાર્ટી બેઠક છોડીને જતી રહી. મત લીધા ને એમાં ગાંધીજીનો વિજય થયો. પરંતુ બેઠક છોડીને જે ચાલ્યા ગયા

તેની ગાંધીજી ઉપર ભારે અસર પડી. એ પછી પોતે જ સુધારો કરી લીધો કે કોઈ ધારાસભાના સભ્ય બને તોપણ તેઓ કોંગ્રેસના અધિકારી રહી શકે. એની જોડે વળી એક બીજો ઠરાવ પણ રજૂ કર્યો. એનાથી શ્રી દાસબાબુ અને પં. મોતીલાલની ઇચ્છા મુજબ દીવાની બાબતોની છૂટ મળતી હતી. જેવો આ ઠરાવ આવ્યો કે ડૉ. ચોહિતરામે વાંધો લીધો. તેમણે કહ્યું કે આ ઠરાવ ગેરકાયદેસર છે; કારણ કે તે આજે જ પસાર કરેલા ઠરાવની વિરુદ્ધ છે. ગાંધીજીએ જણાવ્યું કે એ ઠરાવ પસાર તો થયો છે, પરંતુ એની બહુમતી કેટલી છે તે હું જાણું છું એટલે હું ખોટું કેમ માની લઉં? મૌલાના મહમદઅલીએ પૂછ્યું: 'તમે પણ બૅરિસ્ટર છો. બતાવો શું રૂલિંગ આપું?' મહાત્માએ કહ્યું: 'ચોહિતરામની વાત તો ઠીક છે. પણ મારી અસરને લીધે સભાસદો એમની મરજી વિરુદ્ધ મત આપે તે મને રુચતું નથી. પાછલો ઠરાવ એમણે એમની મરજીથી પસાર કર્યો નથી. આ ખુલાસો થયા છતાં મૌલાનાએ રૂલિંગ આપ્યું કે નવી દરખાસ્ત હવે રજૂ થઈ શકશે નહીં.

એ પછી સભાનું કામકાજ પૂરું થવા આવ્યું. મૌલાના આઝાદે વિનતિ કરી કે ઘણા વખત પછી મહાત્માજી આપણી વચ્ચે આવી શક્યા છે; વચમાં

ઘણા ફેરફારો થયા છે. સભા પૂરી થાય તે પહેલા મહાત્માજી બે શબ્દો બોલે. ગાધીજીએ મૌ. શૌકત-અલી તરફ જોયુ અને જોતજોતામા એમના ચહેરા ઉપર કરચલીઓ પડી અને ગાલ કંપવા લાગ્યા. પળવારમા આસુઓની ધારા વહેવા લાગી. અને ઓઢેલી ચાદર વડે મો લૂછતા લૂછતા, નાના બાળકની જેમ ડૂસકા ભરતા બાપુ કહેવા લાગ્યા. 'આ ચોહિત રામ મારા બાળકની જેમ ઊછર્યા છે તે આજે મને પોઈન્ટ ઑફ ઑર્ડર શીખવવા આવ્યા છે. આજે તો હુ એકલો પડી ગયો છુ. તમે બધાએ મને માત્ર હરાવ્યો નથી, પણ છેક જગલમા એકલો મૂકી દીધો છે' અમે બધા તો આશ્ચર્યચકિત થઈ ગયા મૌ મહમદઅલી બે ઘૂટણો ઉપર સિજદા કરતી વેળા બેસે એમ બેસીને બે હાથ ઉપર ઉઠાવીને બોલ્યા, 'હે ખુદા, અમને પાપીઓને માફ કરો.' એ જોર જોરથી રડવા લાગ્યા. બસ, આખી સભા આખો લૂછવા લાગી. એ દિવસે મોટા મોટા નેતાઓ નાના બાળક જેવા બની ગયા. મૌલાના આઝાદે ગાધીજીને સભાળ્યા. અને બાબુ પરસોત્તમદાસ ટડને ઊભા થઈ અમારા સૌના વતી ગાધીજીને ભરોસો આપ્યો કે અમે એમની સાથે જ છીએ. એમના પરસેવાની સાથે અમે અમારાં લોહી

પણ વહાવી દઈશું. આંખો મીંચીને એમને ઇશારે ચાલીશું.

ગાંધીજી છાના રહી ગયા હતા. તે પાછા ફરી રડી પડ્યા. અમારી યુવક મંડળીથી રહેવાયું નહીં. ગળાં રૂંધાઈ ગયાં હતાં, છતાં ગળાં ફાડીને અમે બોલી ઊઠ્યા: 'મહાત્મા ગાંધીજીની જે.' એના અવાજ ચારેકોરથી ઊઠ્યા, 'ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી'ના સભાસદો સિવાય બીજા કોઈએ મહાત્મા ગાંધીજીને આવી રીતે રોતા નહીં જોયા હોય. ભારતમાતાની આશાલતા પર એ આસુ સિંચાયા છે, ને તેથી તો આજે એના પર ફૂલ ખીલી રહ્યા છે.

એ સાંજે અમે બધા ગાંધીજીની પ્રાર્થનામાં ગયા. ત્યા જે કાઈ બન્યું તેની ખબર તો હજી દુનિયાને થઈ જ નથી મારા આ પુસ્તકનુ બધું મૂલ્ય આ નાની સરખી ઘટનામા રહેલું છે. પ્રાર્થનાના મચ ઉપર બાપુની નજીકમા જ અન્ય નેતાઓની સાથે પં. મોતીલાલ નહેરુ પણ બેઠા હતા. એમના મો ઉપર પશ્ચાત્તાપની ઉદાસીનતા ઢળી હતી. ભાઈજી (પં. મોતીલાલ નહેરુ) પોતાની પથ્થર જેવી સખત આંખો આમથી તેમ ફેરવતા ગમગીન જણાતા હતા. જાણે કોઈ ગુમ થઈ ગયેલા વિચારને એ શોધી રહ્યા હતા.

લોકો માનસિક મૂંઝવણને ભૂલવા સિગારેટ

પીએ છે. એ વખતે ગીતાનો પાઠ ચાલતો હતો. લગભગ મધ્ય ભાગે પહોંચ્યા હતા. એ વખતે અજાણતાં મોતીલાલજીએ સિગારેટ ચેતાવી અને કસીને દમ ભરવા લાગ્યા. બાપુએ એમની તરફ જોયું ને આંખ મીંચી દીધી. પ્રાર્થના સમાપ્ત થતાં પ્રવચન શરૂ થયું. બાપુએ કહ્યું :

'આજે તો મારું મન પાપનું ધામ થઈ પડયું છે. મોતીલાલ તો મારા સગા ભાઈ જેવા છે. કોઈ દિવસ અમારી વચ્ચે પડદો રહ્યો નથી, કોઈ વાત છૂપી રાખી નથી. એમને તો હું બધી વાત કહી શકું છું. મારા અંતરનું રહસ્ય પણ એમની સમક્ષ ખોલી શકું છું. છતાં એમણે સિગારેટ ચેતાવી તે મેં જોઈ, એમ છતાં હું ચૂપ થઈ ગયો. મારી ફરજ હતી કે એમને કહું કે, પ્રાર્થનામાં સિગારેટ ના પીશો. છતાં હું મનને દબાવીને બેસી ગયો; પરંતુ મન તો પાપને હજમ કરી શકતું નથી. ફરી પાછું પ્રાર્થનામાં મન શી રીતે લાગી શકે? એવો કોઈ સંભવ જ નહોતો. મારું મન જો સાફ હોત તો હું એમને સિગારેટ હોલવવાનું જરૂર કહી દેત. પણ આજે તો મારા મનમાં ખોટ આવી ગઈ. મને એવું લાગ્યું કે મોતીલાલ તો મારાથી રૂઠ્યા છે, કદાચ એ

પ્રાર્થના છોડીને પણ ચાલ્યા જાય! મોતીલાલ તો મને પ્રેમ કરે છે એ વાત તો હું જાણું છું. પછી ડર શેનો હતો? ડર તો પાપના પડછાયાને કહે છે.'

એટલામાં મોતીલાલજીને ગળે ડચૂરો બાઝ્યો. બુઝાવ્યા વગર સિગારેટ આઘે ફેંકી દઈ ને રૂમાલ વડે આંસુ લૂછતા લૂછતા એ ખૂબ રોવા લાગ્યા. આ સાચા દિલની ભાષા આપણાં સંતાનો ક્યારે શીખશે? દિલ તો આંસુની ભાષા સમજે છે. મોતીલાલના એ પવિત્ર મોતીઓનાં તેજથી અમારી આંખો પણ વહેવા લાગી. જાણે એમાં મનના પાપ પણ ધોવાઈ ગયા. આજે અમને નચાવે એવા, ગવડાવે એવા, હસાવે એવા તો ઘણા છે; પરંતુ એવું આત્મસ્નાન કરાવનારા હવે કોઈ નથી રહ્યા. આ આંખો હવે રડવાનુ માગે છે. ફરી પાછા આવી જાવ, બાપુ!

## ૩ : 'મા, બાલદી મંગાવો'

સન ૧૯૩૬માં ઉત્તરપ્રદેશની ચૂંટણી લડવા એક પ્રદેશ પાર્લામેન્ટરી બોર્ડની રચના થઈ. એના પ્રમુખ સ્વ. રફી અહમદ કિડવાઈ હતા. અને શ્રી-જવાહરલાલ નહેરુ, ટંડનજી, પંતજી, બાબુ શ્રીપ્રકાશ, સંપૂર્ણાનંદજી, સ્વ. આચાર્ય નરેન્દ્રદેવ વગેરે એના સભ્યો હતા. હું પણ એનો એક સભ્ય હતો. અને બોર્ડે મને મેરઠની ચૂંટણીનો કમિશનર બનાવ્યો હતો. એ તરફના જિલ્લાઓમાં ફરીને ત્યાંના કાર્યકર્તાઓ સાથે વાતો કરીને મારે એવા માણસોનાં નામ શોધી આપવાનાં હતાં કે જેમને બોર્ડ કૅાંગ્રેસની ટિકિટ આપે. બોર્ડની બેઠક વારંવાર મળતી. કોઈ વાર અલ્લાહાબાદમાં તો કોઈ વાર લખનૌમાં. જ્યાં જ્યાં અમને સફળતાની આશા હતી ત્યાં લગભગ બધી સીટો માટે અમે નામ મુકરર કરી લીધાં હતાં, પરંતુ એ જાહેર કર્યાં નહોતાં.

ત્યારે પં. ગોવિંદવલ્લભ પંત કેન્દ્રીય ઍસેમ્બ્લીના સભ્ય હતા. એમણે વાતવાતમાં એક વાર જણાવ્યું કે, 'ચૂંટણી લડવી એ કંઈ સહેલું કામ છે? રૂપિયા વગર ન તો મુસાફરીઓ થઈ શકશે, ન તો સભાઓ ભરી શકાશે. અરે, જાહેરાત કરવી પણ મુશ્કેલ બની જશે.'

એ વખતે અમારા ખજાનામાં ૭૦ કે ૮૦ રૂપિયા હતા. મારી જીભ તેજ અને વળી દાવપેચનો શોખ એટલે બોલી ઊઠ્યો: 'વીસ કે એકવીસ સીટ ખાલી રહી ગઈ છે ત્યાં આપણે ફાવી શકીશું એવી આશા પણ થોડી છે. જમીનદારો ને તાલુકદારો એ જગ્યાએથી ઊભા રહેવા તત્પર છે. પછી એમને જ ખખેરી નાખીએ તો રૂપિયા મળી જશે.' પંતજી હસીને બોલ્યા: 'તમને મળે તો લઈ આવો.'

મને તો આટલા ઇશારાની જ વાર હતી. પહોંચ્યો બુલંદશહેર જિલ્લામા અને એક સીટના દસ હજાર રૂપિયામા સોદો પાકો કરી લીધો. રફીસાહેબને વાત કરી તો એ ના માન્યા. એ કહે . 'આ સીટ તો આપણે જીતવાના છીએ. ત્યાથી આપણા ઉમેદવારને નહીં જ અસેડીએ. જ્યા આશા ના હોય ત્યાથી જ રૂપિયા લેવાના અને તે પણ એ શરતે કે ધારાસભામા ચૂટાય તે પછી એણે આપણને ટેકો આપવાનો આવુ વચન આપે તો જ એને સ્વીકારીએ.' મેં કરેલો સોદો ઊડી ગયો. બીજો સોદો શાહજહાપુર જિલ્લામા કર્યો પણ પંતજીએ એને પણ ઉડાવી દીધો.

### તમને 'કીલ' આપવી છે

હુ નિરાશ ના થયો. ક્યાક મોટો હાથ મારી લેવાની ઇચ્છાથી પહોચ્યો એક તાલુકદારની રિયાસતમાં.

ત્યાં સભાઓ કરવા માંડી. બે-ત્રણ સભાઓ થઇ હશે કે તાલુકદારે નિમંત્રણ મોકલ્યું 'ભોજન માટે.' સ્વાદિષ્ટ ભોજન મળ્યું—ચાંદીના થાળી-વાટકામાં. ભોજન લીધા પછી પાનબીડી માટે રાજાસાહેબ દીવાનખાનામાં લઈ ગયા. ત્યાં જઈને બેસું તે પહેલાં તો એમણે કહી નાખ્યું: 'ત્યાગીજી, તમે શું કામ મારી પાછળ પડ્યા છો? આખર મેં તમારું શું બગાડ્યું છે?' મેં કહ્યું: 'રાજાસાહેબ, તમે કંઈ બગાડ્યું નથી. તમે તો બધા તાલુકદારોમાં સારા ગણાવ છો; પરંતુ અમારી મુશ્કેલી એ છે કે, અંગ્રેજોનો મુકાબલો કરવો છે, બહુમતી કરવી છે, એકે એક સીટ માટે લડવું જરૂરી છે.'

'ઠીક, પણ સાચું કહેજો—અહીંથી તમને જીતવાની આશા છે?'

'જરા પણ નહીં. અહીં અમે જીતવા માટે થોડા જ લડીએ છીએ? અમે તો લડીએ છીએ તમને 'ડીલ' આપવા. અહીં તમને 'ડીલ' ના આપીએ તો તમે આ જિલ્લામાં જ નહીં, પરંતુ આસપાસના બીજા જિલ્લાઓમાં પણ અમને સતાવો.'

'તમે જો લડો તો મારે તો બે લાખ રૂપિયાથીયે વધારે ખરચ થવાનો. ધારો કે ધારાસભામાં જઈને તમને સાથ આપું—'

'પછી' તો તો શું હરકત હોય? લખાણ કરો.' મેં હર્ષમાં આવીને કહ્યું.

રાજાસાહેબ ઢીલા પડ્યા. તેમણે કહ્યું : 'લખાણ તો શી રીતે થાય? તાલુકદાર છું, ક્યાંક સનદ જપ્ત થઈ જાય તો?'

મેં રસ્તો કાઢ્યો. 'કંઈ હરકત નહીં. તમારો બોલ એ જ અમારે મન દસ્તાવેજ છે. હવે કૉંગ્રેસની સહાયતા તો કરશો ને? સોહાનું કંઈક ખાતું આપો કે જેથી લખનૌની ઑફિસમાં જઈને તમારું નામ રજિસ્ટર કરાવી શકું. કહો, કેટલા આપશો?'

'આપ જે કહેશો તે.'

'આપ હવે કૉંગ્રેસમાં આવી ગયા. પછી ભલા મારે બતાવવાનું હોય? આપની જે શ્રદ્ધા હોય તે મુજબ આપજો.'

રાજાસાહેબે એક લાંબો શ્વાસ લીધો ને બોલ્યા: 'તો ત્યાગીજી, હું વીસ હજાર આપી શકું એમ છું.'

વીસ હજાર! વીસ હજાર સાંભળીને તો મારા હોશકોશ ઊડી ગયા. મેં તો માત્ર પાંચદશ હજારની આશા રાખી હતી. તોપણ મારી ટેવ પ્રમાણે મેં એમને જણાવ્યું: 'છે તો થોડા. પરતુ જ્યારે આપના ઉપર મેં છોડી દીધું ત્યારે આપ જે કહો તે મંજૂર.'

મનમાં લાલચ થઈ કે આસામી મોટા છે, જરા રકમ વધારું. નીચી ગરદન કરીને હું બોલ્યો: 'આ બ્રાહ્મણને પણ કંઈક દક્ષિણાના રૂપમાં મળે–દહેરાદૂન-માથી વહુ પણ ચૂંટણીમાં લડે છે.' માણસ ભલા હતા. તેમાં પાછા ઠાકોર નીકળ્યા, એટલે જુસ્સામાં આવી ઊભા થઈ ગયા. છાતી ઉપર હાથ ઠોકતા એ બોલી ઊઠ્યા: 'બસ, હવે ઠાકોરની પરીક્ષા કરી લો. બહેન-જીની ચૂંટણી એ મારી જ ચૂંટણી સમજી લો. કેટલા રૂપિયાની જરૂર પડશે? તમે જ બતાવો, શરમાઓ નહીં. પહેલા તો તમે મારા ઉપર છોડ્યું, મેં જે કહ્યું તે તમે મંજૂર પણ રાખ્યું. હવે હું તમારા ઉપર છોડું છું–તમે જે કહેશો તે હું મંજૂર રાખીશ.' મને ખરેખર શરમ આવી ગઈ. હુ મારા નામથી માગી રહ્યો હતો. માગવાની ટેવ તો હતી નહીં, ફક્ત 'બે હજાર' કહી નાંખ્યા. એમણે પૂછયું: 'બસ, બે નહીં–ત્રણ હજાર' મેં કહ્યું: 'તો હવે તેવીસ હજારનો એક ચેક જ ફાડી આપો.' અને બીજે દિવસે તો રફી અહમદ કિડવઈના હાથમાં ચેક સોંપીને હું દહેરા-દૂન પાછો પહોંચી ગયો.

ચોરી પકડાઈ ગઈ

ત્રણચાર અડવાડિયાં થયા હશે કે અલ્હાબાદમાં પાલોમેન્ટરી બોર્ડની બેઠક બોલાવવામાં આવી. અમે

બધા આનંદભવનના ગોળ ઓરડામાં એકઠા થયા. શ્રી જવાહરલાલ નહેરુ જરા મોડા આવ્યા પણ ઓરડામાં આવતા જ બોલી ઊઠ્યા: 'રફી, આ ત્યાગીને ઓરડાની બહાર કાઢી મૂકવાની મહેરબાની કરો. એ હશે તો પછી આ મીટિંગમાં હું નહીં બેસી શકું.' મેં પણ મોં બગાડીને જરા મોટેથી કહ્યું: 'કંઈ ભાગ પીને તો નથી આવ્યા ને? એક તો પંદર મિનિટ મોડું કર્યું ને ઉપરથી આ મિજાજ!' બધા હસી પડ્યા. છતાં જવાહરલાલ બોલ્યા: 'હમણા મઝા ચખાડું છું.'

એમણે એમની બેગમાથી એક કાગળ કાઢ્યો ને રફી સાહેબના હાથમા મૂક્યો. 'હઝરત કૉંગ્રેસના વાવટા વેચતા ફરે છે!' એ પરખીડિયુ જોઈને હું સમજી ગયો કે જેમના પૈસા લીધા છે તેમનો આ પત્ર છે. આફત આવી પહોચી છે. કાગળમા શું લખ્યું છે તે તો હું જાણતો નહોતો, પરંતુ એ વાચીને જ્યારે રફી સાહેબે કહ્યું: 'આ બાબતની મને કશી ખબર નથી.' ત્યારે મારી ચિંતા વધી પડી. પછી તો એ પત્ર મોટેથી વચાયો. સાર આવો હતો: 'ત્યાગીજી અહીં આવ્યા હતા. મારી સાથે વાતચીત કર્યા પછી મારી સામે કોઈ કૉંગ્રેસી ઉમેદવાર ઊભો રાખવામાં નહીં આવે, એ શરતે વીસ હજાર રૂપિયા લઈ ગયા છે. હવે લોકોમાં એવી વાત ફેલાઈ છે કે મારી સામે

કૉંગ્રેસના કોઈ સાહેબ ઊભા રહેવાના છે. હું તમને વિનતિ કરું છું કે જો સમજાતી નાકબૂલ હોય તો કૉંગ્રેસ મારા રૂપિયા મને પાછા આપી દે. માણસ ભલા હતા, વાત વીસ હજારની જ કરી હતી– મને જે ત્રણ હજાર આપ્યા હતા તેનો અક્ષર પણ પાડ્યો નહોતો.

## મિત્રની પરીક્ષા

કાગળ વંચાયો એટલે એ સાંભળીને મેં પંતજીના કાનમાં કહ્યું: 'જોયું, રફીનો જવાબ ઠીક નહોતો.' પંતજી મારી પાસે બેઠા હતા. એમણે મેં ઉપર છાપું આડું ઢાંકીને કહ્યું: 'મહાવીર, આ મામલામાં કોઈ બીજાનું નામ લેવું ઠીક નથી.' મેં કહ્યું: 'પંતજી, ગરીબ માણસ છું. હું એકલો ૨૩ હજારની ખોટ શી રીતે ખમી શકીશ!' એ વખતે પંતજીએ એક એવી ઊંચી વાત કહી કે જિંદગીભર મારા ચરિત્રનો એ હિસ્સો બનીને રહી છે.

પંતજીએ કહ્યું: 'મહાવીર, જુઓ બે મિત્રો વચ્ચેની પરીક્ષાનો સમય જિંદગીમાં માત્ર એક જ વાર આવે છે.'

આ શબ્દો મારા દિલમાં ઊંડા ઊતરી ગયા. હું એનું મનન કરવા લાગ્યો. એટલામાં જવાહરલાલે પૂછ્યું: 'બોલો જનાબ, રૂપિયા લાવ્યા હતા?'

'જી, લાવ્યો'તો.'

'એ રૂપિયા ક્યાં ગયા?'

'શું બતાવું? જમીન વગેરે વેચતો આવ્યો છું. વર્ષોથી આમ જ નિભાવ ચાલે છે. કરજ ઘણું થઈ ગયું છે. જૂઠું શી રીતે બોલું? વહુ પણ ચૂંટણીમાં ઊભી રહેવાની છે. આથી મારી દાનત ડગી ગઈ. આ રૂપિયાથી દેવું ચૂકાવ્યું છે. ધીરે ધીરે એ રૂપિયા હું ભરી દઈશ.'

હું બોલ્યો ને એમણે સાંભળ્યું. પણ સાંભળતાં વેંત જ પાર્લામેન્ટરી બોર્ડની નજર ફરી ગઈ. એક પળમાત્રમાં હું મિત્રોની ઘૃણાને પાત્ર બની બેઠો. બધા મૂઢ બની ગયા. એમને ભારે આઘાત લાગ્યો. હું આવું કરીશ એવું એમણે નહીં ધારેલું. મારા તરફથી એમને ઘણી ઉમેદ હતી. આજ સુધી બધા મને પ્રમાણિક ગણતા હતા, આજે એ ઇમાનદારીએ દગાનું રૂપ લીધું. ક્યાં જવાહરલાલ જેવો દેવદૂત અને ક્યાં મારા જેવો જાળ બિછાવનારો ફરેબી! એ પવિત્ર પુરુષોની વચ્ચે હું કલંકરૂપ જણાવા લાગ્યો.

જવાહર લાલપીળા થઈ ગયા. છતાં દુઃખભર્યા હૈયે ધીરેથી બોલ્યા: 'હવે તો આને બહાર કાઢો.' કિડવઈ સાહેબે અજબ ઠંડી રીતે કહ્યું: 'ત્યાગીજી, હવે તમારે બહાર નીકળી જવું જોઈએ.' એ કેવું ઠંડું લોહ્યું

હતું. ભઠ્ઠીમાં નાખો તો લાલ થઈ જાય પણ નીકળે ત્યારે ઠંડું ને ઠંડું!

શરમનો બોજ

ખેર, હું તો ચાલ્યો ગયો. હજી તો ચંપલ પહેરી રહ્યો હતો ત્યાં તો જવાહરલાલજી આવ્યા. એમણે ભારે દુઃખભર્યા, દબાયેલા અને કંપતા સ્વરે કહ્યું: 'યાદ રાખજો, કાલ સુધીમાં રૂપિયા જમા કરાવી દેજો; નહીં તો છાપામાં જાહેર કરી દઈશ કે તમે કૉંગ્રેસના નામે બનાવટ કરતા ફરો છો. કૉંગ્રેસના નામથી રૂપિયા માગો છો અને પછી ચાંઉ કરી જાવ છો.' આ સાંભળીને હું ત્યાંથી ચાલ્યો ગયો. કાનમાં પંતજીના શબ્દો ગુંજી રહ્યા હતા, 'મિત્રોની વચ્ચે પરીક્ષાનો દિવસ જિંદગી-ભરમાં માત્ર એક જ વાર આવે છે.'

મેં નિશ્ચય કરી લીધો કે ભલે દુનિયામાં બદનામ થઈ જાઉં પરંતુ જે રહસ્ય છે તે (આ હોઠોથી) તો બહાર નહીં કાઢું, નહીં કાઢું ને નહીં કાઢું. જતાં જતાં બાગના એક બાકડા ઉપર બેસી ગયો. ભાઈજી (પં. મોતીલાલ નહેરુ) હતા ત્યારે અહીં ઘણી વાર આવીને બેસતો. જેવો બેઠો તેવો આખો સામે અંધકાર છવાઈ ગયો. વિચારવા લાગ્યો: મિત્રો ગયા, ઘર પણ ગયું. હવે ક્યાં જઈશ? સંગમમાં ડૂબી મરું? જો ઘેર ગયો તો કાલ સુધીમાં તો ...ા મજૂર સુદ્ધાં જાણી ગયા હશે કે આ રહ્યો કૉંગ્રે-

સનો ઢોંગી નેતા. જેમ જેમ વિચારતો ગયો તેમ તેમ ઘણી મુસીબતો નજરે પડી. પરંતુ મારો નિશ્ચય પણ એથી પાકો થતો ગયો. ભલે ગમે તે થાય; આ ભેદને મારા મોએથી તો નહીં જ કહું. પંતજીને ભલે કહેવું હોય તો કહે, પણ ત્યાગી મોં નહીં ખોલે.

થોડી વાર થઈ અને પાર્લામેન્ટરી બોર્ડની બેઠક પૂરી થઈ. એક પછી એક બધા સભ્યો દાદર ઊતરીને નીચે ચાના ઓરડા તરફ જતા દેખાયા. એમાંથી એક જણ મારા તરફ આવ્યા. એ હતા કેશવદેવ માલવીય. જેવો એમણે મને બોલાવ્યો કે હું રડી પડ્યો. 'કેશવ, આટલા દિવસોનો સાથ કેવી કઢંગી-નિર્દય રીતે તૂટી ગયો! તમારી સાથે વાત કરવી પણ હવે મુશ્કેલ છે—પછી મળવાનું તો બને જ ક્યાંથી? હવે દુનિયા મારા ઉપર થૂંકશે. બધા મિત્રોએ તજી દીધો તો ભલે, પણ મારી જીભે તો આ વાતનો ભેદ હું નહીં જ ખોલું.'

## મુનીમજીની સાક્ષી

કેશવદેવ કહે: 'ગાંડા થયા કે શું? તમારા ગયા પછી ત્યાં તો મજા થઈ ગઈ. તમને કશી ખબર છે?' એમણે જણાવ્યું કે મારા બહાર ચાલ્યા ગયા પછી પંતજીએ રફીસાહેબને પૂછ્યું: 'ભાઈ, તમે મારા ઉપર પચીસસો રૂપિયા મોકલ્યા હતા. મારો ખ્યાલ છે કે મહાવીર જરૂર રૂપિયા લાવ્યો હશે. જરા યાદ કરો.'

એ સાંભળી જવાહરલાલજી ગરજી ઊઠ્યા. બોલ્યા: 'સાવ નકામી વાત છે. એ પોતે પોતાના મોંએ કહીને તો ગયા કે રૂપિયા દેવામાં ખરચી નાખ્યા છે. પછી બીજું શું હોય?' પંતજીએ કહ્યું: 'છતાં પૂછવામાં શો વાંધો છે? નીચેથી મુનીમજી(એકાઉન્ટન્ટ)ને બોલાવો.' મુનીમજી આવ્યા. એમને પંતજીએ પૂછ્યું: 'મને જે રૂપિયા તમે મોકલ્યા તે ક્યાંથી આવ્યા હતા?' એણે કહી દીધું કે ત્યાગીજી જે ૨૩ હજાર રૂપિયા આપી ગયા હતા એમાંથી મોકલ્યા હતા.

શ્રી બાલકૃષ્ણ શર્માથી સહન ના થયું. એ તો ગુસ્સે થઈ ગયા. જવાહરલાલજીને ઘણું ઘણું કહી નાંખ્યું. તેઓ બોલ્યા: 'હવેથી બોર્ડની કોઈ મીટિંગ કોઈને ઘેર ના રાખવી, જ્યાં કોંગ્રેસની ઑફિસ હોય ત્યાં જ મીટિંગ ભરવી. એમને શો અધિકાર હતો કે ત્યાગીને બહાર કાઢો એમ બોલી શકે! માનો જણ્યો એવો કોણ છે કે પોતાના ઉપર બદનામી લઈને ચૂપચાપ ચાલ્યો જાય? આમાં કોઈ એક જ જણ નથી, આપણે બધા જ ભેગા મળ્યા છીએ.' શ્રી બાલકૃષ્ણ શર્મા અમારામા ફિરસ્તા જેવા હતા, પણ ગુસ્સો કરે ત્યારે એ બધું જ બોલી નાખતા હતા.

જવાહરલાલે ખુલાસો કરવા માંડ્યો: 'તમે મારા પર ગુસ્સે થાવ છો; પણ જે નાટક કરીને ગયો એને તો કંઈ કહેતા પણ નથી.' એ પછી બધાએ જણાવ્યું કે

ત્યાગીને પાછા બોલાવો. એમ કહીને ચા માટે સૌ નીચે આવ્યા. પણ કોણ બોલાવા જાય? કેશવદેવ મિત્ર હતા. એટલે એમને મોકલ્યા. કેશવદેવે આ કિસ્સો સંભળાવ્યો એની મારા મન ઉપર શી અસર પડી તે નથી બતાવી શકતો. શોક દૂર થયો, દિલને કરાર વળ્યો, હેત ઊભરાઈ આવ્યુ.

મેં કેશવદેવને કહ્યું: 'ભલે ગમે તે થાય, પણ હવે ચા નહીં પી શકું. તમે જઈને જવાહરલાલને કહો કે ત્યાગી તો એમ કહે છે કે આનંદભવનની જેટલી ચા એમના નસીબમાં લખી હતી તે તો હુ ભાઈજીના વખતમાં પી ચૂકયો. ઘોડા મરી ગયા, હવે ગદ્ધાઓનુ રાજ આવ્યું છે. જેમને એ દિવસોમા ચા ના મળી હોય, તે હવે એમના ભાગની ભલે પી લે. આનંદભવનનાં અન્નજળ મારે માટે તો હવે પરવારી ગયાં.'

કેશવદેવે પૂછ્યું: 'બસ, આમ જ કહી દઉં?'

મેં કહ્યું: 'હા. બિલકુલ એમ જ.'

કેશવદેવ અંદર ગયા ને મારી વાત કહી. બધા ખૂબ હસ્યા. પણ એકલી માતા સ્વરૂપરાણી ના હસી. એ ચા બનાવતી હતી. આ સાંભળીને એને દુઃખ થયુ. બહેન વિજયાલક્ષ્મી સાથે કહેવડાવ્યું: 'એમના (ભાઈજીના) વખતમા ચા પીનારાઓને શું આનંદભવનમાં ચા નહીં મળે?'

## માએ બોલાવ્યો

વિજયાલક્ષ્મી આવી. બોલી: 'અમ્મા બોલાવે છે.' એમની પાછળ હું ચાલ્યો.

હવે અમારા નેતાની વાત સાંભળજો એણે પોતાના જીવનમા કોઈનીયે માફી તો શેની માગી હોય, કદાચ માગી હશે તો રસ્તે ચાલતા કોઈને ધક્કો લાગે ત્યારે 'માફ કરજો' એવુ બોલ્યા હોય તો જુદી વાત; પરંતુ એને માફીની જરૂર પણ શી છે? એ તો પુણ્યાત્મા, હૃદય સ્વચ્છ, દ્વેષરહિત, નિર્દોષ જીવન, સ્નેહાળ આદમી છે. હુ જેવો ઓરડાની અદર દાખલ થયો કે એમણે હસતા હસતા કહ્યું. 'પ્યાલાથી નહી ચાલે, મા! બાલદી મગાવો. જોતી નથી મા, ઘેર ઘોડા આવ્યા છે!'

આમ એ બોલ્યા ને સૌ કોઈ ખડખડાટ હસી પડ્યા. હુ પણ હસી પડ્યો. આ મહોબ્બત ને આ મજાક! આ અદા ઉપર હજાર વાર વારી જાઉં. એ ઘરનો હુ જૂનો સ્નેહી. બસ, મારો બધો સ્નેહ ઊભરાઈ આવ્યો. હુ બોલી ઊઠ્યો: 'બસ, રહેવા દો તમારી બાલદી; તમે જ તો કાઢી મૂક્યો હતો ને!'

'એ તને કોણ કાઢવાવાળો છે? હજી તો હું બેઠી છું ને આનંદભવન મારું છે; જવાહરલાલ તો 'ન છે.' એમ કહેતા કહેતા માએ ગુસ્સાથી ‹રલાલ તરફ જોયું ને ચાનો પ્યાલો મને ધર્યો.

## ૪ : ગરમ મિજાજી

ગોળમેજીમાં મહાત્મા ગાંધી લંડન ગયા હતા અને શ્રી જવાહરલાલ નેહરુ બીજી વાર કૉંગ્રેસના પ્રમુખ ચૂંટાયા હતા. મીઠાનો સત્યાગ્રહ પૂરો થઈ ગયો હતો. ઘઉં ભૂંસાના ભાવે બે રૂપિયે મણ વેચાતા હતા. ખેડૂતો બહુ મુશ્કેલીથી મહેસૂલ ભરી શકતા હતા. પં. મોતીલાલ નહેરુનો સ્વર્ગવાસ થઈ ગયો હતો અને જવાહરલાલને ચળ ઊપડી હતી કે કંઈક નવાજૂની કરવી. અલ્હાબાદ જિલ્લાના 'હંડિયા' તાલુકામાં કેટલાક ખેડૂતોને ટંડનજીની મદદથી તેમણે મહેસૂલ–બંદી માટે તૈયાર કર્યા હતા. ઉત્તરપ્રદેશની કૉંગ્રેસ સમિતિની બેઠક લખનૌમાં બોલાવી હતી. ત્યારે અલીગઢના સ્વ. તસદ્દુક અહમદખાં શેરવાની અમારા પ્રમુખ હતા. એકબે દિવસ પહેલાં જ પ્રાંતના ઘણા-ખરા સભ્યો લખનૌ પહોંચી ગયા હતા. અલ્હાબાદ-ના બધા જ કાર્યકર્તાઓ નેતાના રુઆબમાં હતા. બીજે નંબરે હતા લખનૌવાળા. બીજા જિલ્લામાંથી આવનારાઓને કોણ પૂછતું હતું?

મારું એમ કહેવું હતું કે નાકરની લડત એ ગાંધીજીનું અંતિમ શસ્ત્ર છે. છેવટની લડાઈ માટે એને સુરક્ષિત રાખવું જોઈએ. ગાંધીજીની ગેરહાજરી-

મા એને ઉઠાવવું એ ઠીક નથી જો આ શસ્ત્ર નિષ્ફળ ગયુ તો પછી શું કરીશુ? પરતુ શ્રી કેશવદેવ માલવીય, સરદાર નર્મદાપ્રસાદસિંહ, પં. કૃષ્ણકાંત માલવીય અને શ્રી વેંકટેશ નારાયણ તિવારી, શ્રી પુરુષોત્તમદાસ ટંડન વગેરે અલ્હાબાદવાળાઓએ આફત ઊભી કરી હતી. તેઓ કહેતા 'અમે હજારો સ્વયસેવકો મોકલીશું ને આંદોલન જોરમા ચાલશે.' એવું જણાતુ હતું કે એમની હાડવી પાકી ગઈ હતી—દાળ ગળી ચૂકી હતી એના ફળરૂપે આખો પ્રાંત નવી લડત તરફ ઝૂકી ગયો એ દિવસોમા રિવાજ હતો કે જે લોકો તીખી-ગરમ વાતો કરે તે ફાવે, એમની તરફેણમા બીજા લોકો હાથ ઉઠાવે ધીરા અવાજે બોલે તેનો ભાવ પુછાતો નહોતો—એ બાયકાગલા કહેવાતા.

નાકરની લડતનો વિરોધ કરવા બનારસના સ્વ૦ બે શિવપ્રસાદ ગુપ્ત અને હું બહાર પડ્યા હતા. અમે પણ આમતેમ ફરીને વિરોધનો પ્રચાર કરવા માડ્યો. અમે કહેતા કે અલ્હાબાદી નેતાઓ દાઢ ચાવલની ખીચડી પોતાની હાડવીમા જુદી પકાવવા નીકળ્યા છે. પરતુ અગ્રેજોની સામે વિદ્રોહનુ એવું વાદળુ ઘેરાયુ હતું કે અમારુ કાંઈ ચાલ્યુ નહી એવી સમજૂતી થઈ કે અમારે વિરોધ ન કરવો અને તટસ્થ રહેવું

...ની ધર્મશાળામા કોંગ્રેસ કમિટીની બેઠક મળી.

એમાં પ્રેક્ષક તરીકે હજારો વિદ્યાર્થીઓ આવ્યા. આજે કોઈ સિનેમા સ્ટારની પાછળ છોકરાઓ તૂટી પડે છે એમ જ એ દિવસોમાં જવાહરલાલજી ઉપર દુનિયા ફિદા હતી. મદારીની જેમ જ્યાં જ્યાં એ બીન બજાવે ત્યાં અનેક નવજુવાનો સાપોલિયાંની જેમ ઘરમાંથી નીકળી પડતા અને જવાહરની બીન ઉપર નાચવા લાગતા. આ જવાહરલાલનો ચઢતીનો સમય હતો.

નાકરના ઠરાવ ઉપર સાત–આઠ ભાષણો થયાં હશે ને મેં ચર્ચા બંધ કરવાની દરખાસ્ત (ક્લોઝર) રજૂ કરી. એ વખતે શેરવાની સાહેબ ચાલ્યા ગયા હતા અને સભાપતિ હતા શ્રી જવાહરલાલ. એમણે મારી દરખાસ્તનો અસ્વીકાર કર્યો. હું બંધારણની ચોપડી લઈ જવાહરલાલજીની પાસે પહોંચ્યો. એમને હજી તો એમાથી નિયમ બતાવી રહ્યો હતો કે ચર્ચા બંધ કરવાના ઠરાવ ઉપર મત લેવા જોઈએ; પણ એ તો બૅરિસ્ટરી પાસ કરી આવેલા ને વળી નેતા. એમણે મારા હાથમાથી બંધારણની ચોપડી ખૂંચવી લઈ ફેંકી દીધી–જાણે મહેતાજી ચોથા ધોરણના કોઈ વિદ્યાર્થીની સ્લેટ ફેંકી દે! બસ એમ જ; અને પછી ગુસ્સે થઈને અંગ્રેજીમા બોલ્યા: 'તમારી જગ્યાએ જઈને બેસો, નહીં તો સભાની બહાર કાઢી મૂકીશ.'

કોઈએ મને માર્યો હોય એમ હું મારી જગ્યા-

એ જઈને બેઠા, અંદર ને અંદર સળગી રહ્યો. એટલા-મા મારી નજર કમલાભાભી અને શર્મદા તરફ ગઈ. એ બને પણ જેલમા સાથે સાથે હતા. મને એવું જણાયુ કે મારા અપમાનથી શર્મદાનુ મો કરમાઈ ગયુ છે, શરમથી ઝૂકી ગયું છે. બસ, મારા મનમાં બદલો લેવાની ભાવના ભડકી ઊઠી એ વખતે ટંડનજીનું ભાષણ ચાલુ હતું. જેવું એ પૂરુ થયું એટલે મેં પૉઈન્ટ ઑફ આર્ડર ઉઠાવ્યો મારો ચહેરો જોઈને જવાહરલાલજી સમજી ગયા કે હું ઝઘડો કરવા માગું છું. એટલે તેઓ બોલ્યા·'તમે શુ મારા વ્યવહાર ઉપર ચર્ચા કરવા માગો છો?' હું બોલ્યોઃ 'જી હા.' બસ, એમણે ખુરશી છોડી દીધી ને ટંડનજીને કહ્યુંઃ 'હુ ચર્ચાનો વિષય બની ગયો છું, તો આપ સભા પતિના આસન પર આવી જાઓ.'

ટંડનજી નેતા તો ખરા; પણ જાણે હજી લીમડા નું પોચુ દાતણ કરતા હતા, ઢીલા હતા. એમને પોતાના કપડાનુ ભાન નહોતું કયાથી ને કયારે લાગણી વહી જશે એની એમને ગતાગમ નહોતી. એમના પવિત્ર જીવનમાથી ત્યાગ અને તપસ્યાની પ્રેરણા મેળવી હોય એવી હજારો વ્યક્તિઓ હજુ જીવતી હશે. એ ખુરશી પર જઈને બેઠા કે મે નિવેદન કર્યુંઃ 'તમારા પહેલા જે સજ્જન સભાપતિપદે હતા, એમણે

મારા હાથમાંથી બંધારણની ચોપડી ફેંકી દઈને અનૈતિક વ્યવહાર કર્યો છે. એથી પ્રમુખપદની ભારે માનહાનિ થઈ છે. એમને કહેવું જોઈએ કે સભાની માફી માગે.' જવાહરલાલે એકદમ કહ્યું: 'સાંભળો, હું જણાવવા માગું છું–' મેં ટંડનજીને કહ્યું: 'એમને રોકો. મારી જોડે સીધી વાત કરવાનો એમને કોઈ અધિકાર નથી. એમને જે કહેવું હોય તે અધ્યક્ષ મારફત કહે.' જવાહરલાલજી બોલ્યા: 'હું તો તમને જ કહીશ ને તમારે સાંભળવું પડશે. તમે મને બંધારણની ચોપડી દેખાડો છો અને સભાનુ સંચાલન કેમ કરવું તેનો પાઠ શીખવાડો છો? તમારા હાથમાં એક નાની ચોપડી જ હતી. જો કોઈ ભારે ચીજ હોત તો એ ખૂંચવી લઈને મારી બેસત.' હવે તો હું પણ છટક્યો, મારો વિનય ને આદર જતાં રહ્યાં, અવિવેક પર ઊતરી ગયો. હું પણ 'જો ભારે ચીજ ખૂંચવી તમે મને મારી બેસત તો હું પણ.......... કે મેં લાશ થઈ જાત.' એવું વધારે પડતું બોલી ગયો. બસ, આખી સભામાં શોર ઊઠી ગયો. કેટલાય બોલી ઊઠ્યા: 'બેસી જાવ, બેની જાવ, શબ્દો પાછા ખેંચી લો. માફી માગો.' મેં કહ્યું: 'જ્યાં સુધી આ અલ્હાબાદી..... મારા ઉપર છોડી મૂકવામાં આવ્યો છે, એને ચૂપ કરવામાં ના આવે ત્યાં સુધી હું નથી

બેસવાનો. અને જો તમે બધા મારી સાથે આવે વ્યવહાર રાખશો તો મારા જિલ્લાની કૉંગ્રેસ કમિટીને આ પ્રાંતિક સમિતિમાંથી છૂટી પાડી લઈશ.'

ટંડનજીએ રૂલિંગ આપી દીધું. 'ત્યાગીજીએ જે થપ્પડવાળી વાત કરી છે તે સભ્યતાની સીમા ઓળંગી ગઈ છે, એટલે પહેલાં તો એ વાક્ય પાછું ખેંચી લેવા હું એમને આગ્રહ કરીશ.' મેં તરત જ એ શબ્દો પાછા ખેંચી લીધા. બોલ્યો: 'તમારા આગ્રહ અનુસાર એ શબ્દો હું પાછા ખેંચી તો લઉં છું, પરંતુ શ્રી જવાહરલાલે જેટલું અપમાન મારું કર્યું છે, એટલું અપમાન વગર કહ્યે એમનું પણ થયું છે એમ સમજવું જોઈએ.' લોકો બૂમો પાડવા લાગ્યા 'એવી શરત મંજૂર નથી. બેસી જાવ.' હું ના બેઠો એટલે જવાહરલાલ ઊભા થયા. એમણે કહ્યું: 'ત્યાગી અને હું જૂના દોસ્તો છીએ. પરંતુ આજે અમે એકબીજા ઉપર વધારે ગુસ્સે થઈ ગયા છીએ. અમારામાથી નથી તો કોઈ એકબીજાની માફી માગી શકતો કે નથી તો માફી આપી શકતો. તમે સૌ અમારા ઉપર છોડી દો. બહાર જઈને અમે અમારો ઝઘડો પતાવી લઈશું. અમે આ સભાનો ઘણો સમય લીધો છે, એટલે અમારા બંને વતી હું તમારી ક્ષમા માગું છું. ત્યાગી, હવે તમે મારી વાતને ટેકો આપો.'

હું તો ભોંઠો પડી ગયો, જાણે મારા જ હાથે મેં મારા ગાલ ઉપર થપ્પડ લગાવી. એ જાદુગરનો મુકાબલો કરવો મુશ્કેલ હતો. છતાં પણ સૌ સભાસદો આગળ મેં ક્ષમા માગતાં કહ્યું: 'જવાહરલાલે મને ક્રૂરતામાં તો હરાવ્યો છે અને સૌજન્યમાં તો મને ધરતીની નીચે દાટી દીધો છે.'

જવાહરલાલ પ્રમુખના આસને પાછા આવી ગયા. ચર્ચા બંધ કરી અને નાકરની લડત ઉપર મત લેવાયા. વિરોધમા એક જ હાથ ઊંચો થયો. તે મારો હાથ હતો. જવાહરલાલે જાહેર કરી દીધું કે, સર્વ સંમતિથી ઠરાવ પસાર થયો છે. એ વખતે પણ મેં મારો હાથ ઉઠાવી રાખ્યો હતો, નીચે લઈ લીધો નહોતો. વિનમ્ર બનીને મેં એમનુ ધ્યાન ખેચ્યુ: 'હજી મારો હાથ તો ઊંચો-જ છે.' જવાહરલાલે હસીને કહ્યું: 'સારુ, લખી લ્યો કે ત્યાગી સિવાય આખો પ્રાંત સંમત છે.' મેં પણ કહ્યું: 'ઠીક છે. આટલું તો કહેવાનુ રહેશે ને કે ઓછામાં ઓછી એક વ્યક્તિ તો પ્રાંતમા એવી હતી કે જેનું માથું એના ખભા ઉપર ટકી રહ્યું હતું'

સભા પૂરી થઈ. ભીડમાં જવાહરલાલે પાછળથી આવી મારા બરડામાં એક ધબ્બો મારતા કહ્યું: 'તમારાં તોફાન-મસ્તી હજી એવા જ છે; કોઈ અટકાવી શકે એમ નથી.'

નાકરનો ઠરાવ થયો એટલે પકડાપકડી ચાલુ થઇ ગઈ આખા પ્રાતમા દમનનું મોજુ જોરથી ફ્રી વળ્યુ હજારો ખેડૂતોએ મહેસૂલ આપવાની ના પાડી દીધી એટલે એમના વાસણકુસણ, ગાયબળદ, ઘરબારના લિલામ થવા લાગ્યા કોઈને છ મહિનાની તો કોઈને બાર મહિનાની સજા થવા લાગી દડ થયા, જપ્તીઓ થવા લાગી વિવામમા કોઈ બોલવાવાળા ના મળે અને મળે તો થોડુ બોલીને સામાન સાચવી લે, જેથી જેલ જનારાના બાળબચ્ચાને કષ્ટ ના પહોચે ઠેર ઠેર સહાય કરનારી સમિતિઓ સ્થપાઈ અને જેલોમા કાગળો આવવા લાગ્યા કે ઘરની ચિ તા કરશો નહિ.

આમ થોડા મહિના વીત્યા અને આદોલન ઠડું પડયુ સ્વય સેવકો પણ નહોતા મળતા વાતાવરણ શાંત પડેલુ જોઈ, અગ્રેજોએ પણ દમનનીતિ ઢીલી કરી ધીમે ધીમે જેલોમાથી લોકો છૂટવા માડ્યા જવાહરલાલજી પહેલા છૂટ્યા હતા. મને ત્રણચાર દિવસની વાર હતી ને જેલમા સદેશો મળ્યો મારે છૂટતા જ લખનૌ જઈ જવાહરલાલને મળવાનું છે, એ પછી જ ઘેર જવાનું છે લખનૌ પહોચ્યો ત્યારે જવાહરલાલે મને ખડુ હેતથી સત્કાર્યો ને ચા પાઈ એ દિવસોમા એ ‘સમાજવાદ’ની ધૂનમા હતા વારવાર ‘માકર્સ’ ને ‘એ જલ’ના નામ લેતા તેઓ કહેતા કે ઠેર

ઠેર કાર્યકર્તાઓ માટે શિક્ષણકેંદ્રો ખોલવાની ઘણી જરૂર છે. લોકોને સમજાવવું જોઈશે કે સમાજવાદ વગર દેશને ચાલવાનું નથી, બીજો માર્ગ જ નથી. પછી મહેસૂલબંધીનું આંદોલન ઢીલું પડ્યું હતું તેના ઉપર વાત ચાલી ત્યારે મેં કહ્યું કે, 'જેલમાં મેં એક કવિતા લખી છે તે રજૂ કરું છું:

'દેખ લો આખિર વહ મુંહ કી ખા ગયે સરકાર સે,
ચન્દ અન્ધે ચલ પડે થે, લગ કે જો દીવાર સે.
ધનકલાબી નારે બોલે, ઔર મિટાઈ અપની ઝપ;
બના થા મુશ્કિલ નિકલના, શહર મેં બાઝાર સે.'

જવાહરલાલે ચાની સાથે નાસ્તો પણ કરાવ્યો—ગોળ અને શિંગોડાનો. મેં કહ્યું: 'આવું તો અમને જેલમાં પણ પહોંચી જતું હતું. અહીં તો રસગુલ્લાં વગેરે મળશે એવી આશા હતી.'

## ૫ : અમારા તો આ હાલ છે

**તમને શાનો શોખ છે?**

મને તો મારી પ્રશંસા સાંભળવી ગમે છે. મેં જે કંઈ કર્યું છે, તેના પ્રસંગો અથવા ઇમાનદારી કે નિર્ભયતાની પ્રશંસા ગમે છે. બીજી ગમે તેવી વાતો નથી ગમતી. મારી શીઘ્ર બુદ્ધિની ચર્ચા મને વધારે ગમે છે. વળી, મારા 'રૈન બસેરા' મકાનમાં આગળના ભાગમાં જે બારીઓ મુકાવી છે તેથી ઘર સુંદર લાગે છે, એવી વાત પણ હું ગૌરવપૂર્વક સાંભળું છું. પહેલાં તો મારા ભાષણોની ચર્ચા પણ સારી લાગતી હતી, અને છાપાંઓમાં મારો ફોટો છપાય ત્યારે પણ ખુશ થતો હતો. પણ હવે તો રાતદિવસ પ્રધાનોનાં ભાષણો રેડિયો ઉપર સાંભળી સાંભળીને તથા નેહરુજીના છટાદાર ફોટા છપાતા જોઈને મારા એ બન્ને શોખ મોળા પડી ગયા છે. હવે મને એમ લાગે છે કે ભાષણોમાં દરબારી ઠાઠ અને ફોટાઓમાં નટીઓનાં નખરાં પેઠાં છે. મારે માટે આ સાહિત્ય કૂચા જેવું હલકું ને સસ્તું થઈ પડ્યું છે. છતાં મારી પ્રશંસા સાંભળવાનો શોખ મટ્યો નથી, એ તો વધારે ઉગ્ર બન્યો છે. હું જાણું છું કે ખરેખર સાચી પ્રશંસા કરતા હોય એવા તો કોઈક જ મળે છે—જૂઠી તો જૂઠી પણ પોતાની પ્રશંસા સારી લાગે છે.

જેમને મારું કામ પડયું હોય તે તો મોટે ભાગે કંઈ ને કંઈ વખાણુ કરે જ છે. પરંતુ કેટલાક એવા પણુ મળે છે કે એમને આવી ફી ભરવાની ગતાગમ નથી હોતી, ત્યારે એમને યાદ કરાવવા હું આમની-તેમની વાતો શરૂ કરી દઉં છું, એટલે એમને હાં-હૂં કરવું પડે છે. કોઈ સાવ બુદ્ધુ મળી જાય તો મારાં વખાણુ હું પોતે જ કરવા મંડું છું. મારા શોખની વાત છે. પહેલા તો મારાં વખાણુ કરતી વેળા મીઠુ મરચું ભભરાવતો. હવે એની ભેળસેળ ઓછી કરી છે. પરંતુ પહેલાં જે જે વાતોમાં અતિશયોક્તિ કરી છે એને ક્ષેપક (ઉમેરેલી) ન માનતાં મૂળ જેવી ગણી લીધી છે. ઘણી વાર વિચાર કર્યો કે મારા રામાયણમાંથી ક્ષેપક ભાગ કાઢી નાખું, પરંતુ ચોરીનો માલ પાછો આપવો તે ચોરીના સિદ્ધાંતથી વિરુદ્ધ છે, કઠણ કામ છે; અને કેટલીયે વાતોમા ક્ષેપક ભાગ એટલો જૂનો થઈ ગયો છે કે આજે મૂળ કયું ને ક્ષેપક કયો તે કહેવું મુશ્કેલ છે. મને યાદ પણુ નથી. વળી આ ક્ષેપક પણુ પાછાં મૂળ સત્ય તરીકે એટલાં તો વપરાયાં છે કે હવે એના વિના ઘટનામાં રંગ નહિ રહે, કાવ્ય નહીં જણાય, કલ્પના નહીં દેખાય-પછી એ વાતો કહેવી પણુ ના ગમે ને સાંભળવી પણુ ના ગમે. એ ટકે શી રીતે ? આ કથાઓ જૂની પણુ થઈ ગઈ છે. હવે જો સચ્ચાઈના માર્ગ પર

આવી જાઉં તો એટલું કરી શકું કે, એ વાતોને ફરી ફરી ન ગાયા કરું, પરંતુ હવે જ્યારે નવી કોઈ વાત મળતી નથી તો પછી એની એ જ વાતો કહીને મારો શોખ પૂરો કરી લઉં છું.

એક બીજી ટેવ પણ પડી ગઈ છે. જેને મળું તેના પર મારા પાંડિત્યની છાપ લગાવતો રહું એવું પણ મન થયા કરે છે. એમની જ નવી નવી વાતો ઉપર મારા શબ્દોની ચોળીઓ પહેરાવી વાદવિવાદ કરવા મંડી પડું છું. એ વિવાદો કરીને એ નવા વિચારોને આમતેમ ફેરવીને મારા બનાવી દઉં છું. નવાં નવાં વિચારક્ષેત્ર સામે આવે છે એમાં પેટ ભરીને મોજ કરી લઉં છું. કોઈ નવી ચોપડી કે ચોપાનિયું હાથ ચઢી જાય તો એને ધ્યાનથી વાંચી લઉં છું. એમ દિવસમાં કેટલીયે વાર થોડો માનસિક વ્યાયામ થઈ જાય છે. પછી શો વાંધો છે ? સાંભળેલી ને વાંચેલી એ નવી વાતો પર કલમ ચલાવી, જે જે સાથીઓની જનતા ઉપર અસર પડતી હોય, જેમના હાથમાં મતની શક્તિ ત્યાં તેમના ઉપર ધાક બેસાડું છું. મારી હોંશિયારી મુંરુઆબ એમના ઉપર કસીને જમાવું એ તો વધારે [illegible]ની શી લીડરી( નેતાગીરી )નો મૂળ [illegible]ચી પ્રથં રહે છે. આંબા બે પ્રકારના હોય છે: એક [illegible] તો બીજો કલમી. એમ નેતા પણ બે પ્રકારના

થાય છે: અસલી ને કલમી. હકીકતમાં તો હું પણ એક કલમી નેતા ગણાઉં. પરંતુ રાજનીતિના બજારમાં અસલનો ભાવ સારો ઊપજે છે. એટલે અસલી દેખાવાનો પ્રયત્ન કરવો એ જ નેતાગીરીનો મુખ્ય ઉદ્દેશ થતો જાય છે.

ભૂતકાળની સ્મૃતિ

મારું મન જ્યાં કંઈક ઊગી નીકળે એવું એક ખેતર છે. એમાં કોણે આ વ્યસનનું બીજ પહેલવહેલું વાવ્યું હશે તે તો ખબર નથી. મારી સ્મૃતિની ધૂંધળી ક્ષિતિજોનાં દૂરબીન માંડી જોઉં છું પણ કલમ ચલાવતાં કોણે શીખવ્યું, ક્યારે શીખવ્યું એનો પત્તો લાગતો નથી. હા ખુશામતનો પહેલો પ્યાલો કોણે પાયો હતો એનો કંઈક ખ્યાલ આવે છે. પંચાવન વર્ષ પહેલાંનું કંઈક ભાગ્યુતૂટ્યું યાદ આવે છે કે હું જ્યારે એક વાર ખાટલામાથી ગબડી પડ્યો ત્યારે મારી મોટી બહેને દોડી આવી મને એકદમ ઊંચકી લીધો. માના ગયા પછી એ જ મને રાતદિવસ ગોદમાં લઈ ને ફરતી હતી. એણે મને ઉઠાવ્યો, ખૂંટણે હાથ ફેરવ્યો, ફૂંકો મારી અને મોં ચૂમતી કહેવા લાગી: 'મારો ભાઈ કેવો બહાદુર છે. એને કંઈ વાગતું નથી. મારા વીરા, આ ખાટલીને જ મારીશ.' પાછી એ ટપલી મારીને ખાટલીને સંભળાવતી: 'ખબરદાર, મારા ભાઈને નીચે પાડી

નાખ્યો તો !' જેમ જેમ એ મને મનાવતી ગઈ એમ એમ હું વધારે રડતો ગયો. પછી બહેનના હાલા' સાંભળતો સાંભળતો સૂઈ ગયો. આંખ ઊઘડી તો ફરી બહેનના હાલા સાંભરી આવ્યા. મને એ પ્રેમભર્યાં હાલા એવા ગમી ગયા હતા કે હું એને માટે ફરી રડવા લાગ્યો. એટલે વળી એણે મને ગોદમાં લીધો ને 'હો-હો, મારા ભાઈને કોણે માર્યો?' મેં કહ્યું : 'ખાટલીએ.' બસ, એ એને ફરીથી મારવા લાગી.

જ્યારે કોઈ વાર ખુશામતની ઇચ્છા થતી એટલે રડી પડતો-'ખાટલીએ માર્યું.' એટલું કહેતાં જ ખાટલીને માથે આફત આવી જ સમજો. સૂતાં-જાગતાં, ખાતાં-પીતાં બધો વખત ખુશામત ચાલતી. 'ચાંદા મામા આરે આવ, વારે આવ, નદીના કિનારે આવ; સોના કટોરામાં દૂધભાત લઈ આવ. ભાઈના મોમાં હપ્પા!'- 'ૐ સહના વવતુ સહ નૌ ભુનક્તુ'ની જગ્યાએ દરેક કોળિયે આ મંત્રનો પાઠ થતો. કોઈ વાર બહેન જો ભૂલી જાય તો એનાં કપડાં ખેંચી હાથપગ મારી કહેતો: 'ચાદા મામા-હપ્પા.' પાછી બહેન કોળિયા ભરાવતી ને 'હપ્પા' કહેતી એટલે મોં ઉઘાડી હું કોળિયો ગપ કરી લેતો. આવાં નખરા કરીને ખાવાવાળો હું હવે રસોઈયા પાસે માગી માગીને ખાઉં છું. કોઈ મને 'હપ્પા' નથી કહેતું.

આર્યસમાજી કહે છે કે, અહંકાર છોડો અને ચાપલૂસી કર્યા વિના ન્યાય મુજબ વર્તો મહાત્મા ગાંધીજી કહે છે કે, અનાસક્તિ કેળવો. પણ પંચાવન વર્ષની જૂની ટેવ, આશરો એક ગરીબીનો, દુનિયા ભરનો તિરસ્કાર અને નિરાશાનો માર, દ્વેષ અને ઈર્ષાની ભભકતી-દઝાડતી આગ-ખુશામતની ટેવ કયાથી છોડી શકું ભલા ?

પરમેશ્વરે પત્નીને લઈ લીધી, પતજીએ પ્રધાનપદ લઈ લીધું અને લાકડી લઈ ગયા અલગૂરાય શાસ્ત્રી. હવે મારી પાસે રહ્યુ પણ શું છે ? કોના ઉપર રુઆબ કરું ? બજારવાળા પહેલા બે લવીને બીડી સિગારેટ ધરતા હતા તે પણ હવે નારાજ થઈ ગયા છે સેલ્સ ટેકસ નાખ્યો છે ને ! કુંજિયાવાળાને શંકા ગઈ છે કે હું ચીનવ ળો થઈ ગયો છુ. શહેરમા થઈને જવાનું મન થતું નથી. પહેલાની માફક દુકાનવાળા ઊભા નથી થતા ને નમસ્કાર પણ નથી કરતા પહેલા રસ્તાની બને બાજુએ નમસ્તેનો જવાબ નમસ્તેથી આપતો આપતો, લચકાતો-મચકાતો, માથુ ઝુકાવતો, બને હાથની હથેળીઓ બનાવતો આશિષ દેતો ચાલતો હતો. શુ હવે હુ એ જ બજારમા અજાણ્યો થઈ ને ચાલુ ? વાર ઓટલાઓ દુકાનો પર જાઉ ? એ લોકો સોદા કરે અને હુ ઊભો રહુ ? મારા શહેરનો હુ

સુલતાન, હવે કઈ ગલીમાંથી નીકળું? ઝડપથી મોટરમાં ઘૂસી જાઉં છું.

અસલમાં વાત એવી છે કે શહેરવાળાઓના સારા-માઠા પ્રસંગે હું ભળતો હતો અને એમને રાજી રાખતો હતો. હવે એ જ્યારે મારે ત્યાં આવે છે ત્યારે હું લૂખી વાતો કરું છું. પાર્લામેન્ટનું મફતનું ભથ્થુંભાડું ખાઈને આંખો ઉપર એવી તો ચરબી ચઢી ગઈ છે કે કેટલાય મિત્રોને ઓળખતો પણ નથી અને દરેક જૂના મિત્રને શરમાઈને કહેવું પડે છે: 'માફ કરજો, આપનું નામ ભૂલી ગયો છું.' જેનું આવું સ્વાગત થાય તે ફરી મારા તરફ શું કામ જુએ? કદાચ આ જ કારણ છે કે દુનિયાએ મારા ભણીથી મોં ફેરવી લીધું છે.

મને થાય છે કે એમના ઉપર હું મારી મોટાઈનો રુઆબ કરું અને એ મારી ખુશામત કરે. આ બંને વાતો એકબીજાથી વિરુદ્ધની છે; પણ એકથી નથી ચાલતું, બંને જોઈએ. બંને મળે તો જ સંતોષ થાય એમ છે. શું કામ બંને ના લઉં? મેં ત્યાગ કર્યો છે. એક મારા સિવાય બીજા બધા કોંગ્રેસી સાથીઓમાં મને પતન દેખાય છે. પહેલી વાત તો એ કે જેટલા ધારાસભાના મેમ્બરો છે, પ્રધાનો છે અને બોર્ડ કે કમિટીના ચેરમેનો છે એમના સિવાયના બાકીના જે કોંગ્રેસી છે એ બધા તકવાદી છે એવી મારી માન્યતા

થઈ છે. એ લોકો જેલમાં પણ ગયા હશે તોયે એટલા માટે જ કે એથી લોકાદર મળશે અને પદપ્રાપ્તિના મનસૂબા સફળ થશે. એમને કોઈ પદ તો મળ્યું નહીં–અધિકારી નહોતા તેમ યોગ્ય પણ નહોતા. એ બધા ઉદ્વિગ્ન છે અને જેમને પદ મળી ગયાં છે એમની ઈર્ષ્યા પણ કરે છે. સાથીદારો માટે આવા સાંકડા મનવાળા ભાવ રાખું છું અને એમણે તો કેટલાય વર્ષો સુધી મારે ખાતર એમના જીવ હથેળીમા રાખ્યા, બાળબચ્ચાંની અવગણના કરી, દિવસ ને રાત અમારી જય બોલાવતાયે થાક્યા નહીં. અરે આજ પણ ફૂલોની માળાઓ પહેરાવી જાય છે.

ગાંધીટોપીવાળાનો આદરભાવ તો મને હમેશાં મળતો હતો. એ આદરને 'ઘરકી મુરગી દાલ બરાબર' સમજ્યો હતો. અને હવે હટકોટ અને પાટલૂનવાળા અમને 'હજૂર' કહે તે સાભળવાનો શોખ થયો છે. ખાદીની સાડીવાળી ઓઓ ભાઈસાહેબ કહીને વાત કરતી હતી. હજીયે કરે છે. અમે પણ એમને બહેન કે માતાજી કહીએ છીએ; પરતુ આખી જિંદગી શું બહેનો અને માતાજીઓની વચ્ચે જ ગુજારું? નૈતિક સ્થિતિ સાચવવાનો ઢોંગ કરીને અમે દેશને બસ્સો વર્ષ પાછળ લઈ જવા માગીએ છીએ કે એક સદી આગળ? બસ, આ યુક્તિ સમજીને હવે અમને લાલ ચાચવાળી

અને નખ નહીં ઉતારેલા ખૂની પંજાવાળી તેમ જ બૉબ્ડ વાળવાળી તેમ જ અમારી કોઈ પણ વાતથી ખૂરું નહિ માનીને હસીહસીને વાત કરનારી એવી નવી સભ્યતાની સાધ્વીઓ જોડે વાતચીત કરવાની મજા આવે છે. હવે એવીઓને જ ચા પીવા નોતરીએ છીએ. અને વાતો કરીએ છીએ અંગ્રેજીમાં-વાત સહેલાઈથી કહી દેવાય અને ખપીએ ચારિત્ર્યવાન ભદ્રપુરુષમાં. આ ચા-ખાંડ ને ચમચીઓના ઝંકારમાં જે મઝા છે તે પેલી સિતારમાં પણ નથી. એથી ધોતિયું પહેરવું છોડી દીધું છે. ધોતિયું-પહેરણ પહેર્યાથી અંગ્રેજી શબ્દોના ઉચ્ચારમાં ફરક પડી જાય છે એવી મને શંકા થાય છે. ઠંડી ઋતુમાં શેરવાની અને ગરમીમાં બુશશર્ટ એ અમારો ડ્રેસ થઈ ગયો છે-ખર્ચ ઓછો ને ભભકો મોટો; પણ છે બધું ખાદીનું. હજી ગાંધીજીને ગયે દિવસ પણ કેટલા વીત્યા છે ? અને હવે તો નૈતિક સુધારો કરવામાં લાગ્યો છું. જ્યારે દેશના આર્થિક સુધારાની વાત હાથમાં લઈશ ત્યારે વિચારી જોઈશ કે ઉન્નતિ શેમાં છે-ખાદીમાં કે જાપાની રેશમમાં.

# ૬ : જ્યારે મોતીલાલ ભીખ માગવા નીકળશે

**ઇન્કમટૅક્સની** તપાસ કમિટીના કામમાં હું મસૂરી આવ્યો ત્યારે પુરાણાં સંસ્મરણોએ મને ગાંડો કરી મૂક્યો. શ્રી રૂઈયાજીના નારાયણનિવાસમાં મારો રહેવાનો પ્રબંધ થયેલો, તે પણ એક અકસ્માત્ હતો. એ જ મકાનમાં પં. મોતીલાલજી એમના આખરના દિવસોમાં રહ્યા હતા. એ વખતની કેટલીક ઘટનાઓ મને યાદ આવી ને મેં જવાહરલાલજીને એક પત્ર લખી એમને પણ યાદ દેવડાવી. મારી જેમ એમને પણ એ સંસ્મરણો સતાવી ગયાં.

એ દિવસોમાં મોતીલાલજીની તબિયત સાવ લથડી ગઈ હતી. જેલમાંથી છૂટીને જવાહરલાલજી એમને મળવા મસૂરી આવ્યા હતા. સાથે કમલાભાભી પણ હતાં. મેં દહેરાદૂનમાં એમની એક સભા રાખી હતી; પરંતુ એ મારી બેવકૂફી હતી. સભામાં જતાં પહેલાં શ્રી ઉગ્રસેન બૅરિસ્ટરને ત્યાં ચા માટે જવાનું રાખ્યું હતું. સભાનો બંદોબસ્ત જોઈ-કરી હું ઉગ્રસેનને ત્યાં પહોંચ્યો, તો મામલો જુદો જ જણાયો. શહેરના કોટવાલ અને બેત્રણ પોલીસના માણસો ત્યાં આવીને ઊભા હતા. મેં પૂછ્યું કે શી બાબત છે? તો ખબર મળી કે કલેક્ટરે ૧૪૪મી (સભાબંધીની) કલમ

મુજબ નોટિસ કાઢી છે અને એ બજાવવા આ સદ્‌ગૃહસ્થો અહીં પધાર્યા છે.

એ વખતે સત્યાગ્રહની લડત જોરમાં ચાલતી હતી અને જવાહરલાલજી એના પ્રમુખ હતા. બીજી તરફ ૧૪૪ મી કલમની નોટિસ બજે તો તેનો ભંગ કરવાની દરેક કૉંગ્રેસ કાર્યકર્તાની ફરજ થઈ પડી હતી. નોટિસ આવી એટલે એનો અર્થ જેલનું નોતરું આવ્યું, એમ જ સમજવાનું હતું. નોટિસ બજાવવાના છે એ ખબર જાણી ત્યારે મને લાગ્યું કે, મારા તાલકા માથા ઉપર હવે ફજેતીનો ઘડો ફૂટવાનો. મને ડર પણ લાગ્યો કે મારા દોઢડહાપણને લીધે બધા જ કૉંગ્રેસવાળા હવે મારા ઉપર તૂટી પડવાના. તેઓ કહેશે કે શહેરની એક નાની સભા કરવાની લાલચમાં તમે જવાહરલાલજીને જેલમાં ધકેલી દીધા. એ હજુ કોઈને મળી શક્યા પણ નહોતા. બીજે દિવસે તો અલ્હાબાદમાં પ્રાંતભરના ખેડૂત કાર્યકર્તાઓને વાતચીત કરવા બોલાવવામાં આવ્યા હતા.

મારા પગ નીચેથી જમીન સરવા લાગી. મેં આગળ-પાછળ ન જોતાં એક બાઈસિકલ ઉઠાવી અને મસૂરીની સડક પર પૂરપાટ મારી મૂકી. હજી અડધો જ માઈલ પહોંચ્યો હોઈશ ને સામેથી જવાહરલાલજીની મોટર આવતી જોઈ. મને જોતાં જ એમણે મોટર રોકી મેં

નજીકના દુકાનદારને સાયકલ સોંપી અને જવાહર-લાલજીને ખબર કરી કે ૧૪૪મી કલમ લાગુ કરી છે. એમણે માથા પર હાથ પછાડતાં કહ્યું: 'તમે તો ગજબ કરી નાંખ્યો. મારો બધો પોગ્રામ ખરાબ કરી નાંખ્યો. બસ, કમલા, તું હવે પિતાજીની સંભાળ રાખજે, હું તો ચાલ્યો. આઈ એમ ડન!'

મેં કહ્યું: 'એક યુક્તિ થાય એવી છે.' એમણે નિરાશ થઈ ને કહ્યું: 'હવે શું ધૂળ યુક્તિ થાય. આ તમારા ડહાપણનું પરિણામ છે.' છતાં હું બોલ્યો: 'કોટવાલ તો લાલા ઉગ્રસેનને ત્યાં તમારી રાહ જુએ છે. તમે સીધા મીટિંગમાં ચાલો. ત્યાં બે શબ્દ કહ્યા-ન કહ્યા ને સભા પૂરી કરી નાખીશું.' એમણે કહ્યું: 'ઠીક છે, બેસી જાવ મોટરમાં–જલદી કરો.'

અમે ત્રણે જણ પહોંચ્યાં સીધાં મીટિંગમાં. હું પ્રમુખસ્થાને બેસી ગયો–ઠરખાસ્ત કેવી ને ટેકો કેવો! અને એમણે ટેબલ ઉપર ચઢીને ભાષણ શરૂ કરી દીધું. નક્કી કર્યું હતું કે બેત્રણ બાબતો કહીને ભાષણ સમાપ્ત કરી દેવું. પરંતુ આપણા ભાઈસાહેબ તો ભીડ જોઈ ને ઘેલા થઈ જાય. એ તો બોલતા જ ગયા. મારું ધ્યાન સભાખંડના દરવાજા પર ચોંટયું હતું. દસ કે પંદર મિનિટમાં તો કોટવાલ અને સિપાઈઓને આવતા જોઈ લીધા. સિપાઈઓની સંખ્યા મોટી હતી. મેં

પ્રમુખની ખુરશી પર બેઠાં બેઠાં જ બંદોબસ્ત કરી લીધો હતો કે પોલીસ આવી પહોંચે તો સ્વયંસેવકો અને લોકો બધાએ મળીને એવી ભીડ કરી દેવી કે પોલીસનો કોઈ માણસ જવાહરલાલજી સુધી પહોંચી જ ના શકે. પોલીસને જોતાવેંત મેં જવાહરલાલનું પહેરણ ખેંચવા માડયું; પરંતુ આવે વખતે તો એમને વધારે જોશ ચડે છે. એ તો મોટેમોટેથી બોલવા લાગ્યા. હું પણ ક્યાં સુધી ખેંચી રાખું ! જેવું ભાષણ પૂરું થવા આવ્યુ કે પોલીસ મંચ આગળ આવી પહોંચી. મેં તરત કોટવાલને મારા તરફ બોલાવી પૂછયું એટલે મારા હાથમાં નોટિસનો કાગળ જ મૂકી દીધો.

હું સત્યાગ્રહી તો હતો; પરંતુ કેટલી વખતે સાચજૂઠ વચ્ચે બહુ ભેદભાવ નહોતો રાખતો. ધ્યેય સધાતું હોય તો થોડું જૂઠાણું પણ ચલાવી લેતો. આવા એક પ્રસંગે એક મિત્રે મને ધમકાવેલો: ' કહી દઈશ ગાંધીજીને ! ' મેં એમને પણ કહી દીધેલું: ' કહેજો ને, એક જૂઠાણું એમની આગળ પણ કહેવું પડશે તો કહી નાખીશ. ' સંકટમાંથી ઉગારે એવુ જૂઠાણું થાક્યા–પાક્યાનુ એક હથિયાર છે–આડે વખતે કામ આવે છે. એને છેક ઉતારી પાડવુ તે ઠીક નથી. ભગવાને પણ આવી ભેટ કેવળ મનુષ્યજાતિને જ અર્પણ કરી છે. બીજાં કોઈ પ્રાણી જૂઠું બોલી શકતાં નથી. પરંતુ

ભગવાને આ ઉપાય કેવળ સંકટના સમયમાં જ વાપરવા આપ્યો છે. દરેક વખતે વાપરવો એ પાપ છે.

મને થયુ કે નોટિસ મારા હાથમાં છે, તે ફાડીને ફેંકી દઉં. પણ જવાહરલાલજી હાજર હોય ને એવું કંઈ કરું તો એ એમનુ કાવતરું ગણાય, એમણે જ ફડાવી નાખી એમ મનાય. એટલે એ ફાડી નહિ પણ એક વાર જવાહરલાલજીનુ પહેરણ ખેંચી ભાષણ બંધ કરાવી દીધું. એમણે નોટિસ વાચીને ઉપર શેરો માર્યો કે, 'ભાષણ થઈ રહ્યા પછી મળી. દિલગીર છું કે આનો ભંગ કરવાથી વંચિત રહી ગયો.' અમે ત્યાથી લાલા ઉગ્રસેનને ત્યા ચાપાણી પીવા ગયા ને ત્યાથી એ ઊપડ્યા તે વહેલુ આવે અલ્હાબાદ

એટલે સ્ટેશને મૂકીને પાછો આવ્યો કે મસૂરીથી ટેલિફોન આવ્યો. શું શું થયુ એ જાણવાની ભાઈજીને ભારે ચિંતા હતી. એમણે બધી ખબર સાંભળીને મને વધાવી લીધો. પછી પૂછવા લાગ્યા: 'સ્ટેશન પર કેવી ભીડ હતી? ભીડમા કમલાને ધક્કા-બક્કા વાગ્યા તો નથી ને?' મારી આખમા આસુ આવી ગયાં. ભાગ્યે જ કોઈ પિતાએ પોતાના પુત્રને આવો પ્યાર કર્યો હશે! અને કદાચ તેથી જ આપણા હજરત આટલા અંકુશ વિનાના ને વિનય વિનાના જણાય છે.

આ બનાવ બન્યો તે પહેલા એક વાર જેવો

જેલમાંથી છૂટ્યો તેવો હું ભાઈજીને મળવા મસૂરી ગયો હતો. ત્યારે એમની નાની દીકરી કૃષ્ણા આંગણામાં દોરી લઈને કૂદતી હતી અને વરંડામાં ભાઈજી બેઠા બેઠા હકીમ નાબીના સાથે વાતો કરતા હતા. મને જોતાં જ બોલી ઊઠ્યા: 'આવ્યા! મિયાંની પાસે મૂડીમાં કહેવાય એવી એક વહુ હતી, એ તો જેલમાં જતી રહી. હવે ખાલી હાથ હલાવતા શું જોઈને મળવા ઘેર આવતા હશે!' પછી અંદરના ઓરડામાંથી એક મોટું પરબીડિયું લાવ્યા. એ જ દિવસે એમના ઉપર સિમલાથી એક લાંબો તાર આવ્યો હતો. એ તાર મને વંચાવ્યો અને પછી કહ્યું: 'સરકારી નોકરોની દેશભક્તિ જોઈને? 'ટૉપ સિક્રેટ'–ખૂબ જ ખાનગી બાબત છે. કોણ જાણે કેટલા હિંદુ–મુસલમાન તારબાબુઓની આંગળીઓ વચ્ચેથી આ તાર અહીં સુધી આવ્યો હશે!'

દસ–પંદર પાનાં ભરેલો લાંબો તાર હતો. દિલ્હીની વડી ધારાસભામાં ભાઈજી કૉંગ્રેસ પાર્ટીના નેતા હતા. એ દિવસે વાઈસરૉયે કોઈ ફાઇલ ઉપર સહી કરી હતી, એમાં એક ઑર્ડિનન્સ શરૂ કરવાની બાબત હતી ને એ મુજબ કૉંગ્રેસને ગેરકાયદેસર ઠેરવવાની હતી. એ જાહેરાતની સાથે બીજી એક વાત એવી પણ હતી કે જે કોઈ કૉંગ્રેસમાં ભાગ લેશે અથવા કૉંગ્રેસવાળાને પૈસાટકાની મદદ કરતાં પકડાશે, તેનાં જમીનજાગીર

ને માલમિલકત જપ્ત કરવામાં આવશે. આ તારમાં એ ઑર્ડિનન્સની વિગતો હતી.

આ પ્રસંગ યાદ કરું છું, ત્યારે મને લાગે છે કે અમે કૉંગ્રેસવાળા એકલાએ જ આ સ્વરાજ નથી મેળવ્યું; ખરા હૃદયથી જેમણે મૂંગા મૂંગા દેશની ગુપ્ત સેવા કરી છે, તેમનો પણ એમાં ઘણો હાથ હતો.

હા, વાત ભાઈજીની ચાલતી હતી. ભીંત ઉપર જવાહરલાલજી અને કમલાભાભીની છબીઓ ટાંગેલી હતી. એના તરફ નિર્દેશ કરતાં ભાઈજીએ કહ્યું: 'મારાં આ સંતાનો અને પેલી નાની દીકરી દોરડું કૂદી રહી છે ને તે-એમની આંગળીઓ પકડીને જ્યારે મોતીલાલ બજારમાં ભીખ માગવા નીકળશે, ત્યારે આ ઑર્ડિનન્સની ધાકે ઘણી દુકાનોએથી મોતીલાલનો હાથ ખાલી પાછો ફરશે. આનંદભવન તો સૌથી પહેલું જ જપ્તીમાં જતું રહેશે. મેં ખબર આપી રાખી છે કે પ્રયાગની રેતીમાં કુંભમેળામાં સાધુઓ બાંધે છે એવી એક ઝૂંપડી તૈયાર કરી રાખે.'

પેલી છબીઓ તરફ જોતાં જ આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં, જાણે કે તરસ્યા પિતાની તરસ છિપાવવા પેલી બે છબીઓએ અમૃતાંજલિમાંથી પાણી વહાવ્યું ન હોય. મને પણ મારી એક વર્ષની નાની ઉમા યાદ આવી. એ એની મા સાથે જેલમાં હતી. એનું બચપણ

કમલાભાભી અને શ્રીમતી ઉમા નહેરુની સાથે વીતતું જતું હતું. રુદન એ પણ એક ચેપી રોગ છે. મારી આંખો પણ ભરાઈ આવી. બાપ અંદર અને દીકરો બહાર હોય તો શું દુઃખ છે? પરંતુ જ્યારે બાપ બહાર અને દીકરો-દીકરી જેલમાં પડ્યાં હોય, ત્યારે એ દુઃખ અસહ્ય બની જાય છે. અને પાછું મોતીલાલજી જેવી મહાન વ્યક્તિનું કહેવું થયું કે, 'કેટલીયે દુકાનેથી મોતીલાલનો હાથ ખાલી જ પાછો ફરશે'–મારાથી એ ભુલાય એવું નહોતું. એ વાક્યે મને હલાવી નાખ્યો. મારા જીવનમાં સંકટની ઘડીએ આ પ્રસંગ યાદ કરીને મેં સાંત્વન મેળવ્યું છે.

ઓચિંતું જ મારા મોંમાંથી નીકળી પડયું: 'કેવી વાત કરો છો, ભાઈજી! મને તો આવું સાંભળીને ડર લાગે છે.' એ બોલ્યા: 'ડર લાગે છે, એમ! તો જઈને આરામથી ઘેર બેસો. ડર લાગે એનું કૉંગ્રેસમાં વળી શું કામ છે?' આ વાતથી મારી છાતીમાં જાણે તીર ભોંકાયું. શું મને ખરેખર ડરપોક સમજી લીધો? હું એકદમ ઊભો થઈ ગયો ને જોરથી બોલી ઊઠ્યો: 'ભાઈજી, તમે છો બીમાર. માંદગીને લીધે તમારું મગજ બહેર મારી ગયું છે. શી આવી ગાંડી વાતો કરો છો? શું આપણો હિંદુસ્તાન દેશ આ વાત કદી સહન કરી લેશે કે? તમે ભીખ માગવા નીકળો ત્યારે તો આખા દેશમાં લોહીની

નદીઓ વહેવા માડે. યાદ રાખજો કે મસૂરીથી તે દહેરાદૂન સુધીની આખી સડક ઉપર કૂંડામાં છોડ વાવીને મૂકે એમ વધેરેલાં માથાંની હારની હાર ગોઠવી દઈશ. એ વખતે કંઈ જેવા તેવા શણગાર નહીં કરી દેખાડું. દેશમા ખળભળાટ મચી જશે. તમે તે શું ધારી બેઠા ? હવે આ દેશ વધારે વખત જુલમ નહીં વેઠી લે. એક એક ગ્રામવાસી દેશભક્તિના રંગે રંગાઈ ચૂકયો છે.'

મારા આ ઉશ્કેરાટથી ભાઈજી કેવા ખુશ થઈ ગયા ! જવાહરલાલ હોત તો હાથ પકડીને મને નીચે ઉતારત ને પગથિયા બતાવી દેત. હકીમ નાબીનાને ભાઈ જીએ કહ્યું : 'આ કહે છે તે સાભળ્યું ને ! એમના જેવા તો કોંગ્રેસમા હજારો છે. એમના આધારે તો કોંગ્રેસની નાવ ચાલી રહી છે શું એ વળી 'ફેઈલ' જાય ખરી કે ?'

પરંતુ, ભાઈજી બિચારાને કયા ખબર હતી કે, સ્વરાજ્ય મળતાની સાથે જ આ બધા માઈના પૂત કોંગ્રેસને વેચી ખાશે ? પ્રધાનપદા ને ખુરશીઓની લાલચમા દેશ-ભક્તિનું પાણી કરી ઢોળી નાખશે ? પ. મોતીલાલ નેહરુમા એમના અંતિમકાળમા જે ત્યાગ અને બલિ-દાનની ભાવના હતી એનો જેટો જડે તો દીપકની જ્યોતમાં ચર-ચર કરીને પોતાના જીવન ન્યોછાવર કર નારા પતંગિયામાં જડે, બીજે ના જડે.

## ગાંધીનો દાંડી પીટનારો

પહેલા વિશ્વયુદ્ધમાં ફોજી નોકરીમાં મને ઈરાન મોકલવામાં આવ્યો હતો. ત્યાંથી બલુચિસ્તાન આવ્યો અને ૧૯૨૦માં અમે દેશ ભેગા થયા કે તરત જ હું ગાંધીજીને મળવા સીધો અલ્હાબાદ પહોંચ્યો. ત્યારે ખાદીનાં કપડાં સીવડાવી લેવા જેટલો પણ હું થોભ્યો નહોતો. છાપામાં ગાંધીજીની અપીલ વાંચી હતી એટલે નોકરીનું રાજીનામું આપીને જ આવ્યો હતો. આનંદભવનમાં પંડિત મોતીલાલ નેહરુ, મહાત્મા ગાંધીજી અને મૌ. મહમદઅલી-શૌકતઅલી અંદરોઅંદર ચર્ચા કરી રહ્યા હતા છતાં મને એમની સમીપ જવાની રજા મળી ગઈ. ત્યાં બેસવા માટે ખુરશી આપી એટલે તરત જ મહાત્માજી આગળ મારો બધો વૃત્તાંત કહી નાખ્યો. છેવટે પ્રાર્થના કરી: 'મને કાંઈ કામ બતાવો.'

ગાંધીજી હસીને બોલ્યા: 'જે કામ બતાવું તે કરશો ?'

મેં કહ્યું: 'જરૂર કરીશ.' એટલે ગાંધીજીએ જણાવ્યું: 'જાવ, એક નગારું ખરીદી દાંડી પીટજો.'

મેં નમસ્કાર કર્યા અને પાછો આવ્યો. મનમાં વિચાર્યું કે કામ તો સહેલું છે. એમાં કંઈ બુદ્ધિની

ખાસ જરૂર પણ નથી. ફક્ત એક નગારું ખરીદી લાવવાની વાર છે—પછી દાંડી પીટી દઈશ. શેની દાંડી પીટીશ એનો વિચાર કરતો હું ઘેર પહોંચ્યો. ઘેર પહોંચ્યા પછી ગાંધીજીની આજ્ઞા મુજબ ખરેખર દાંડી પીટવા માંડી. ત્યારથી તે આજ દિન સુધી મારું કામ કોંગ્રેસની દાંડી પીટવાનું રહ્યું છે. હવે તો મને પણ સમજાય છે કે જે કામ મને સોંપવામાં આવ્યું હતું તે કામ ભારે જવાબદારીવાળું અને સારું હતું. એ કામ કરતાં કરતાં તો હું નેતા બની ગયો છું.

પહેલાંના જમાનામાં મહેતર લોકો દાંડી પીટવાનું કામ કરતા હતા. એટલે જ્યારે મેં એ કામ ચાલુ કર્યું ત્યારે એ કામને મહત્ત્વ મળી ગયું. જ્યાં ચાર રસ્તા મળ્યા કે એક મૂઢો મૂકતાં ને એના ઉપર હું ઊભો થઈ જતો. કાં તો ઢોલ બજાવતો, કાં તો બ્યૂગલ ફૂંકતો ને કાં તો ઘંટ વગાડતો. એનાથી ભીડ થઈ જતી. પછી મહાત્મા ગાંધીજીની આજ્ઞાઓનો પ્રચાર શરૂ કરતો. ભીડ વધવા માંડી ત્યારે પતરાંનું ભૂંગળું ખરીદી લાવ્યો; કેમ કે એની મદદથી અવાજ દૂર સુધી પહોંચતો. થોડા જ દિવસોમાં મારા શહેરના લોકો મને ઓળખી ગયા. બજારના લોકો તો ચહેરા પરથી ઓળખી શકતા, પરંતુ દૂર છાપરાં ને અગાસીઓ પર બેસીને સાંભળતી બહેનો તો મારા માથાની તાલ ઉપરથી મને ઓળ-

ખતી થઈ. કોઈ પણ આગેવાન માટે આટલી વાત ઘણી મોટી હતી કે ચારે તરફથી લોકો એને ઓળખી લે. મારી આગેવાનીની શરૂઆત દાંડી પીટવાથી થઈ.

જવાહરલાલનું ધોતિયું

સન ૧૯૨૧ માં ખાદી મળે પણ ૩૦ ઇંચના પનાની. ઉત્તરપ્રદેશની સ્ત્રીઓને જાડું સૂતર કાંતવાની ટેવ હતી. અમે બધા ઘૂંટણ સુધીનું ધોતિયું પહેરીને ચલાવતા. નાહ્યા પછી એને નિચોવવા કોઈ સાથીને મદદમાં બોલાવવો પડતો. અથવા એક તરફનો છેડો પગ નીચે દબાવી પાંચ ઇંચનું જાડું દોરડું આમળવું પડતું. એ દિવસોની વાત છે—ગાંધીજીએ જ્યારે કોંગ્રેસના એક કરોડ સભાસદો નોંધવાનો અને તિલક સ્વરાજ્ય ફંડમાં એક કરોડ રૂપિયા એકઠા કરવાનો આદેશ આપ્યો હતો, એ વર્ષે અમારી પ્રાંતિક સમિતિના મંત્રી હતા સ્વ. કપિલદેવ માલવીય, શ્રી ગૌરીશંકર મિશ્ર, શ્રી જિયારામ સક્સેના અને શ્રી જવાહરલાલ નેહરુ.

એ દિવસોમાં બિજનૌર જિલ્લામાં મારું કાર્યક્ષેત્ર હતું. અમારા બધામાં વધારેમાં વધારે ફેશનેબલ તરીકે જવાહરલાલને ગણવામાં આવતા. એ જ્યારે બિજનૌરમાં ફરવા આવ્યા, ત્યારે એમણે જે ધોતિયું પહેરેલું હતું તે દોઢ પનાનું હતું. ૩૦ ઇંચ પનાના થાનમાં

પંદરથી અઢાર ઇંચનો એક બીજો પટ જોડેલો હતો—એથી એમનું ધોતિયું નીચે ઝૂલે એવું બન્યું હતું અને છેક ઘૂંટીની નીચે સુધી પહોંચતું હતું. ત્યારે પાંચ વારનું ધોતિયું પહેરવાનો સામાન્ય રિવાજ હતો, ચાર વારનું ધોતિયું ચાલુ થયું નહોતું. જવાહરલાલ પણ પાંચ વારનું ધોતિયુ પહેરતા અને બંગાળીઓની માફક સામે પાટલીની કહ્રી ઝૂલતી રાખવાને બદલે એના વડે બેટ બાંધી દેતા. એમનું જોઈ અમે પણ દોઢ પટનાં ધોતિયાં સીવડાવી લીધાં. મને બરાબર યાદ છે કે લોકો કોંગ્રેસના સભાસદ થતાં ઘણા ગભરાતા હતા. પચાસ ઘર ફરીએ ત્યારે માંડ ચારપાંચ સભાસદો નોંધી શકાતા. સવારથી સાંજ સુધી ફરતા રહેતા અને ચાર પાંચ જણાને પણ નોંધી શકતા તો અમે ધન્ય બની જતા. શહેરમાં જેટલા સભાસદ થાય તેમનાં નામ અમને મોઢે રહેતાં.

જવાહરલાલ નેહરુના આવવાથી અમારી હિંમત વધી ગઈ. એ અમારી સાથે કોંગ્રેસના સભાસદો નોંધવા નીકળી પડ્યા. એક દુકાન ઉપર ફાળો ઉઘરાવવા એમણે એમનું પહેરણ સામે ધરી દીધું—જાણે ભિક્ષા માગતા હોયને! એની એવી તો અસર થઈ કે, અમે ગાંડા જેવા થઈ ગયા. અમે બધા દિવસ અને રાત, રાત અને દિવસ કામ કરતા હતા. ત્યારે મોટરોનો રિવાજ નહોતો. ઘણું કરીને પગે ચાલીને જ અમે ફરતા. આપણા

વડાપ્રધાન નેહરુને અમારી સગી આંખે સાધારણ ચંપલ પહેરીને રાયબરેલી, પ્રતાપગઢ વગેરે ક્ષેત્રોનાં ગામેગામ અને જંગલ કે ઝાડીઓમાં પગે ચાલીને જતા જોયા છે. કેવો જુસ્સો હતો, કેવો ઉમંગ હતો, કેવો ઉત્સાહ હતો. વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં એમનું ભાવિ મૂઠીમાં લઈ ઊલટભેર કૉંગ્રેસની આગેવાની નીચે સ્વાતંત્ર્યના આંદોલનમાં ભાગ લેવા આવતાં હતાં.

એ આંદોલનના પ્રતાપે જ આજે આપણો દેશ સ્વતંત્ર થયો છે. મારું એ કહેવું છે કે જ્યારે પણ કોઈ સાર્વજનિક આંદોલન શરૂ કરવું હોય ત્યારે એને માટે નાનામાં નાનું કામ કરવામાં અપમાન ના સમજવું જોઈએ. જઈને જુઓ દુનિયાભરમાં, ફાવે તો ઇતિહાસોમાં જોઈ લો. આ સંસારમાં જેટલાં પણ મહત્ત્વનાં આંદોલનો ચાલ્યાં છે, પછી એ ગૌતમ બુદ્ધે ચલાવ્યું હોય કે ઈસુ ખ્રિસ્તે કે મહમદ પયગંબરે કે પછી રાજકારણમાં પડેલા નેતાઓએ ચલાવ્યું હોય, એ બધાં આંદોલનો ભિક્ષુઓની મારફતે ચાલ્યાં, ત્યાગના બળ ઉપર ચાલ્યાં છે, ભૂખે પેટે અને પગે ચાલીને થયાં છે. મોટરો, હૉટેલો અને ' મટનચૉપ' મારફતે પણ પ્રચાર તો થઈ શકે છે; પરંતુ એ પ્રચાર સાર્વજનિક પ્રચાર બની શકતો નથી. અને એમાંથી સમૂહ આંદોલન સંભવતું પણ નથી. મારો અનુભવ છે કે દાંડી

પીટવા જેવા નાના કામમાંથી એક વ્યક્તિ ઊંચું પદ મેળવી શકે છે-શરત એટલી કે એ એમાં રત થઈ જવો જોઈએ.

આજે તો હું ભારતનો રક્ષા-સંગઠન મંત્રી છું. એમ છતા બેચાર દિવસ પહેલા જ દહેરાદૂનમા ઢોલ બજાવીને જગ્યા જગ્યાએ જાહેરાત કરતો ફર્યો છું કે, આપણા નગરમા જવાહરલાલ નેહરુ પધારે છે. સહુ ભાઈબહેનોએ પુષ્પમાળાઓ લઈ સડકોની બ ને બાજુએ ઊભા રહી એમનુ સ્વાગત કરવુ જોઈએ-એમના દર્શન કરવા જોઈએ એમની મોટર હુ ધીરેધીરે ચલાવરાવીશ, જેથી આપ લોકો પેટભરીને એમના દર્શન કરી શકો.' ઢાડી પીટવાનો પોર્ટફોલિયો તો મને મહાત્મા ગાધીજીએ સોપ્યો છે અને મિનિસ્ટ્રી જવાહરલાલની આપેલી છે. જો આ બે વચ્ચે કયારેય પણ ઝઘડો થશે. તો જવાહરલાલનો પોર્ટફોલિયો છોડી શકાશે, ગાધીજીએ આપેલો નહીં છૂટે.

## ૮ : લોખંડી પુરુષ સરદાર પટેલ

સરદાર પટેલને લોકો લોખંડી પુરુષ કહેતા હતા. પરંતુ ઘણા ઓછા લોકોને ખબર છે કે એ લોખંડની પિંજરા જેવી છાતીની અંદર એક ચકોર જેવું નિર્દોષ અને નાના બાળક જેવું ચંચળ હૃદય ધબકતું હતું. મને શક હતો કે એમનું દિલ તો એમની આંખોમાં હતું–પોપચાં ભારે અને કીકીઓ સુસ્ત દેખાતી હતી. મારા એક મિત્ર કહે છે કે આંખોને બદલે એમના દિલની ઝલક તો એમના હોઠ ઉપર જ વરતાતી હતી. લોકો એમ પણ કહી શકે કે એમનું દિલ એમની વાણીમાં હતું. જેમ માનવું હોય એમ માનો, એ હતા એક અનોખા હૃદયવાળા દિલાવર પુરુષ. એ હસે ત્યારે દ્વાર ને દીવાલ, બાગ ને બગીચા બધાં હસી પડતાં; બોલે ત્યારે દુનિયા એકકાન અને એકચિત્ત બનીને એમને સાંભળતી. એ અચળ નિશ્ચય, અટલ નીતિ અને અમિત પ્રતિભા લઈ ને આપણને ભારતવાસીઓને કાર્યક્ષેત્રની કુશળતાનો પાઠ શીખવવા આવ્યા હતા.

મારી ને એમની ગાઢ દોસ્તી હતી. આ 'મૈત્રી' કહેવાય ? 'મૈત્રી' શબ્દનો ઉપયોગ એટલા માટે કર્યો છે કે એક વાર મારા મિત્ર સ્વ. ખુરશીદલાલ સાથે હું દહેરાદૂનના સરકીટ હાઉસમાં ગયો હતો. ત્યાં ગામગપાટા

ચાલતા. એમાં સરદાર સાહેબે કહેલી કોઈ ખાનગી વાત મારા મિત્રે શ્રી બાલકૃષ્ણ શર્માને કહી દીધી. એ એમના પાર્લામેન્ટના સાથીદાર હતા. પરંતુ શર્માજીને એવી ટેવ હતી કે એ મહાશયના પેટમાં કોઈ વાત ટકે જ નહીં. કેટલાંય વર્ષોથી આ ટેવ માટે તેઓ બહુ જાણીતા હતા. જો એમને કહીએ કે આ વાત ખાનગી છે માટે કોઈને કહેશો નહીં; તો તો જરૂર એ વાત ઉપર રંગરોગાન કરીને બીજે જ દિવસે એ કોઈને કહી દેવાના. ખુરશીદલાલે એમને કહેલું તો ખરું કે વાત ખાનગી રાખવાની છે; પરંતુ એમના સ્વભાવ મુજબ તેમણે વાત બીજાને કહી નાખી, ને ધીરે ધીરે આ વાત સરદાર સાહેબ સુધી પહોંચી ગઈ.

થોડા દિવસ પછી સરદાર સાહેબે મને બોલાવ્યો. પૂછ્યું કે તમે તમારા મિત્રને તમારી સાથે શું કામ લાવ્યા હતા? હું ક્ષોભ પામ્યો. મારા મિત્રને મેં જણાવ્યું અને અમે બંને જણ શરમાયા. આ વાત દિલ્હીમાં થઈ હતી. બીજે દિવસે રિવાજ મુજબ મેં મણિબેનને ફોન કર્યો ને પૂછ્યું કે, હું આવું? બીજે-ત્રીજે દિવસે એમની સાથે સવારે મોટરમાં ફરવા જતો. કદાચ બીજા કોઈ સાથે હોય એથી આગળથી ફોન કરીને પૂછી લેતો હતો. એ દિવસે મણિબેને કહ્યું: 'યોગ્ય નથી. અહીંની વાતો કોણ જાણે ક્યાં ક્યાં

પહોંચી જાય છે.' જીવનમાં જે ઝટકા મેં ખમ્યા છે, એમાં આ એક કારી ઘા હતો. બસ, જીવ અકળાયો. ના ગયો. બીજે દિવસે સરદાર સાહેબના પ્રાઈવેટ સેક્રેટરી શ્રી શંકરે ફોન કર્યો: 'સરદાર યાદ કરે છે.' મેં કહ્યું: 'બસ, બહુ થયું. એ ઘરનો દરવાજો હવે મારે માટે કાયમનો બંધ થઈ ગયો, હવે હું નહીં આવું.' ને કેટલાય દિવસો સુધી એ તરફ આવવા-જવાનું મેં બંધ રાખ્યું.

આ દરમ્યાન સરદાર સાહેબ દહેરાદૂન ચાલ્યા ગયા. હું પણ ત્યાં ગયેલો. જેવો હું ત્યાં પહોંચ્યો કે ટેલિફોન આવ્યો: 'બોલાવે છે.' હું ઊપડ્યો. બપોરનું ભોજન લેવાની તૈયારી હતી. મને પણ ભોજન લેવા કહ્યું. મેં માફી માગી; તો કહે જમ્યા પહેલાં માફ ના થાય. ગળે હાથ ભેરવીને કહે: 'જુઓ, પંચતંત્રમાં લખ્યું છે કે,

ययोरेव समं वित्तं ययोरेव समं बलम् ।
तयोर्मैत्री विवाहश्च न तु पुष्टविपुष्टयोः ॥

વિવાહ કે મૈત્રી ક્યાં સફળ થાય છે—તો કહે છે કે જે આપણી બરોબરીના હોય એમની સાથે કર્યાં હોય તો જ એ સફળ નીવડે.

હું એમનો આશય ના સમજી શક્યો. એટલે એમણે આગળ કહ્યું: 'એક વાર દોસ્તી કરી લીધા પછી તો જાન જાય તોયે દોસ્તી તો રહે જ.' તોપણ હું

ના સમજ્યો. જમવા બેસાડ્યો ને ત્યાં વળી કહ્યું: 'અમે તો તમારી દોસ્તી કરી છે. કબૂલ હોય તો હા કહો.' મેં જવાબ દીધો: 'ના, મને કબૂલ નથી. કારણ કે તુલસીદાસ કહી ગયા છે કે 'લાયક હી સોં કીજિયે બ્યાહ, બૈર અરુ પ્રીતિ.' બધા હસી પડ્યા. ફરીથી તેમણે કહ્યું: 'અમે તો ખરેખર દોસ્તી બાંધી છે, બોલો.' મેં કહ્યું: 'ના.' સરદારને દુઃખ થયું હોય એમ જણાયું. તેમણે પૂછ્યું: 'તો ક્યાં ઊણપ દેખાઈ તે કહો.' મેં કહ્યું: 'કચાશનો સવાલ નથી. હું કહું એવી દોસ્તી કરો તો હું માનું.' તેમણે પૂછ્યું: 'કેવી રીતે કહો છો, બોલો.' મેં કહ્યું: 'આપને ડાહ્યાભાઈ (સરદારના પુત્ર) સાથે છે એવી દોસ્તી. મહાત્માજી અને દેવદાસના જેવી. પછી તો હું મનમાં આવે તેમ કરું, ફાવે તે ખાઉં કે પીઉં, હિંદુ રહું કે મુસલમાન, પણ દોસ્તી ના તૂટે.' બધા લોકો ખડખડાટ હસ્યા. સરદારે કહ્યું: 'ચાલો, એમ.' એ દિવસે બપોરે હું એમનો હીરાલાલ બની ગયો. પછી તો એ પ્રેમ ઠેઠ મરતાં સુધી કાયમ રહ્યો.

### સરદારનું તેડું

ઈ. સ. ૧૯૪૮ની વાત છે. હું નિરાશ્રિતોની એક કમિટીના કામ માટે દિલ્હી આવ્યો હતો. હું શ્રી ઇંદ્ર વિદ્યાવાચસ્પતિને ત્યાં ઊતર્યો હતો. શ્રી રફી અહમદ કિડવઈનો ફોન આવ્યો કે સરદાર પટેલે મને યાદ

કર્યો છે અને એમની મોટર મને લઈ જવા રાહ જોઈને ઊભી છે. મારે તરત જ દહેરાદૂન જવાનુ છે. હાજ પડી ગઈ હતી. હું ગભરાઈ ગયો. મહાત્મા ગાંધીજીની હત્યા થઈ તે પછી સરદારને હૃદયરોગ થયો હતો, અને વિશ્રામ લેવા એ વારંવાર દહેરાદૂન જતા–આવતા હતા. મનમા શુયે પાપ કે મને એમ લાગ્યુ–સરદારની તબિયત એકદમ ખરાબ થઈ હશે. મણિબેન એકલી જ એમની સારસભાળ લેનારી છે. તેમણે ગભરાઈને મને ત્યા બોલાવ્યો હશે. બધા કામ પડતા મૂકીને હું પહોચ્યો નં. ૧, ઔરંગઝેબ રોડવાળા નિવાસસ્થાને, ને તરત જ ત્યાથી દહેરાદૂન ઊપડી ગયો.

આખે રસ્તે હુ મારા મન સાથે લડતો રહ્યો. કેવુ અપશુકનિયાળ મારું મન કે પૂરી કોશિશ કરી એને સમજાવતો ગયો છતા એવો જ વિચાર થતો રહ્યો કે કદાચ મારા જતા પહેલા જ એમના હૃદયની ગતિ બંધ પડી ગઈ હશે તો! મણિબેનને પૂછીશ કે શા હાલ છે, તો એ કયુ મો લઈને કહેશે, શુ બોલશે? મારા મન આગળ હું હારી ગયો ને એથી મને ઘણી ગ્લાનિ ઊપજી મનમા એમ જ થયા કરે દહેરાદૂનના સરકીટ હાઉસના ગોળ રૂમની અંદર એમને સુવાડી રાખ્યા હશે. કૉંગ્રેસના સાથીદારો તો મારા પહેલા ત્યાં પહોચી જ ગયા હશે કોણ જાણે ફૂલ વગેરેનો બંદો-

બસ્ત કર્યો હશે કે નહીં! એમને લઈ ને પાછો સીધો દિલ્હી ચાલ્યો જઈશ. પાછળ એક મોટર આવતી દેખાઈ. 'કદાચ જવાહરલાલ નેહરુની જ મોટર હશે ને! ટેલિફોનથી એમને પણ જણાવ્યું જ હશેને!' બહાર ડોકિયું કર્યું ને વળી મનને ઠપકાર્યું : 'ઓ કમબખ્ત, તને શું હમેશાં તારા મિત્રોના મરણની જ ઇચ્છા રહે છે?' વિચાર્યું કે ઈશ્વરની પ્રાર્થના કરું. ગાયત્રી-મંત્રના જપ શરૂ કર્યા—મનમાં ઇચ્છા કરી કે આ મંત્રના બળે એમના જીવનની રક્ષા થજો. પણ ધિક્કાર છે મને કે મોંમાં ગાયત્રીમંત્ર હતા, અને મનની આંખ આગળ મણિબેન અને શંકર વગેરેને રડતાં જોઈ રહ્યો હતો. બસ, એમ જ રાત વીતી ગઈ ને દહેરાદૂન આવી ગયું. સરકીટ હાઉસ પણ આવી ગયું ને એને દરવાજે પણ પહોંચી ગયો. જોયું તો ન કોઈ પોલીસનો માણસ કે ન બત્તી હોલવાયેલી!

પરંતુ તરત એક ચપરાસી હસતો હસતો નમસ્કાર કરતો આગળ આવ્યો. એને જોઈ ને મારા જીવમાં જીવ આવ્યો. સૌ કોઈ સૂઈ ગયાં હતાં. મારે માટે કહી રાખ્યું હતું કે હું જ્યારે પણ આવું તો મારે ઘેર 'રેન બસેરા'-માં ન જતાં ત્યાં જ સૂઈ જવું. એક ઓરડામાં પથારી તૈયાર રાખી હતી. હું તો જેવો સૂતો તેવો ઊંઘી ગયો. સવારે ઊઠ્યો કે મણિબેન ચા લાવ્યાં. આ પરિવાર-

નો અતિથિસત્કાર ઘણો ભાવી ગયો ! પરવારીને બહાર નીકળ્યો કે સરદારે બોલાવ્યો. નાસ્તો તૈયાર હતો. સરદારે ઊભા થઈને આવકાર દીધો. એ ઉપરથી હું શીખ્યો કે જે કોઈ ઘેર આવે તે નાનો હોય કે મોટો—એનું સ્વાગત તો આ રીતે જ કરવું. સરદાર બોલ્યા: 'શંકર, પેલો કાગળ કાઢો. શુભ કાર્ય કરતાં પહેલાં બ્રાહ્મણને પૂછવું જોઈએ.'

હું તો ચકિત થઈ ગયો: 'શેનો કાગળ?' સરદારે કહ્યું કે, 'તમને એક અગત્યની ગંભીર ચર્ચા માટે બોલાવ્યા છે.' કાગળ આવતા આવતાં તો આજુબાજુએ મણિબેન, પર્સનલ આસિસ્ટંટ વગેરે એવી રીતે ગોઠવાઈ ગયા કે જાણે કોઈ સંગીન મુકદ્દમો ચાલવાનો હોય નહીં ! શ્રી શંકરે પરખીડિયામાથી પત્ર કાઢ્યો ને મારા હાથમા મૂક્યો. જોયુ તો પત્ર પં. જવાહરલાલ નેહરુ પર લખેલો હતો. એના શબ્દો તો મને યાદ નથી. મારી આંખો ભાષા, શબ્દ અને શબ્દના અર્થને પાર કરીને એક જુદું જ ચિત્ર જોઈ રહી. આ પત્ર પહોંચ્યા પછી એના પરિણામ સ્વરૂપે જે ચિત્ર ભારતની સામે દેખાવાનુ હતું તે અંધકારમય ચિત્ર જોતો જોતો હું આખો પત્ર વાંચી ગયો, અને તોપણ વાચતો જ રહ્યો. સરદારે પૂછ્યું: 'વાચી રહ્યા?' મારે શો જવાબ દેવો ? પત્રની જગ્યાએ હવે ખુલી આંખે સરદારનો ચહેરો

જ હું વાંચી રહ્યો હતો.

'કેમ, પસંદ ના આવ્યો ?' સરદારે પૂછ્યું.

મણિબેન અને શંકર મારા મોં તરફ તાકીને જોઈ રહ્યાં હતાં, કેમ જાણે અંતિમ શબ્દનો-નિર્ણય કરવાનો અધિકાર આ બ્રાહ્મણના હાથમાં જ સોંપવામાં આવ્યો ન હોય ! મને લાગ્યું કે હું એ પરિસ્થતિને જે રીતે સમજ્યો છું તેથી વધારે ગંભીર છે. ઉતાવળમાં મેં કહ્યું : 'રજા આપો તો આ બગીચામાં દસ મિનિટ ફરી લઉં-ને આ કાગળનો મર્મ પચાવી લઉં.' સરદાર હસીને બોલ્યા : 'હા જાવ, મેં આનો નિર્ણય તમારા ઉપર જ છોડ્યો છે.' હું ઊઠીને બહાર આવ્યો. વિચારવા લાગ્યો કે શો જવાબ દઉં ? મારા જીવનની સૌથી મોટી પરીક્ષા સામે આવીને ઊભી હતી.

ગડભાંજ

મૂળ વાત એ છે કે મનુષ્ય જ્યારે કિંકર્તવ્યવિમૂઢ બની જાય, દ્વિધામાં પડે અને પોતાની સમસ્યાનો કોઈ ઈલાજ ના શોધી શકે કે નિકાલ ના કરી શકે ત્યારે એના દિલ, મગજ અને શરીર ઉપર ભારે ચોટ લગાડી જનાર એ જ ઘડી હોય છે. એ વખતે ભલભલાં મગજ 'શૂન્ય સ્તર' (ઝીરો લેવલ) પર પહોંચે છે. એવે વખતે જીવનની મોટામાં મોટી સમસ્યાનો ઉકેલ કાં તો પૈસા ઉછાળીને કરી લેવો પડે છે, કાં તો

ચકલી બોલે કે ઊડી જાય તેના ઉપર આવી જાય છે કે પછી આંખ મીંચીને રામાયણનું જે પાનું ઊઘડે એનો આધાર લેવો પડે છે. મને લાગે છે કે તે દિવસે સરદાર સાહેબના એવા જ હાલ થયા હતા. નહીં તો આવા મોટા વિચારવાન પુરુષ મારા જેવા તુચ્છ સેવક સાથે આવી ગંભીર બાબતની ચર્ચા શાથી કરે? મણિબહેન અથવા શંકર શું ઓછી પ્રતિભાવાળાં હતાં? પરંતુ દ્વિધા પણ એક હુમલો કરનારી બીમારી છે. એ બન્ને પણ કદાચ પેલી દ્વિધામાં જ સપડાયાં હશે.

ફરતાં ફરતાં મને ઝાઝી વાર થઈ ગઈ. અથવા કદાચ હું પણ પેલી દ્વિધાને માર્ગે જઈ રહ્યો હતો. એટલામાં સરદારે બોલાવ્યો: 'શો વિચાર કર્યો?' ભારતનાં ભાગ્ય કે તે સમયે મારી જીભ ઉપર સરસ્વતી આવીને બેસી ગઈ. કંઈ સમજ્યા કર્યા વિના મેં કહ્યું: 'પત્રની ભાષા બહુ સરળ ને સીધી છે, વજનમાપમાં બરોબર છે. જે આશયથી પ્રેરાઈને આ પત્ર લખ્યો છે તે પણ ઉચ્ચ કોટિનો છે. આ સંબંધમાં તમે જે વલણ લીધું છે તેની સામે કોઈ આંગળી પણ નહીં ઉઠાવી શકે. પરંતુ આટલું સમજી લો કે મહાત્મા ગાંધીના ગયા પછી એક તમે અને બીજા જવાહરલાલ એ બેના ઉપર દેશની આશા બંધાઈ છે. આ પત્ર દિલ્હી પહોંચતાંની સાથે જ કોંગ્રેસની સરકાર અને

કૉંગ્રેસના તમામ નેતાઓનો અંત આવી જશે. જનતા પણ તમને સાથ આપશે; પરંતુ ઇતિહાસની સાક્ષી તમારી વિરુદ્ધમાં પડવાની. દેશ પર જે આફત ઊતરી પડશે તેની તમામ જવાબદારી તમારા માથે પડવાની. જ્યારે બધું નષ્ટભ્રષ્ટ થઈ જશે ત્યારે એનું દુઃખ પણ સૌથી વધારે તો તમને જ થવાનું છે. અને જે વાતને માટે તમે પત્ર લખો છો તે પણ આથી પૂરી થશે એમ પણ મને જણાતું નથી.'

સરદાર બોલ્યા : 'અને જે કાંઈ થઈ રહ્યું છે એ શું એમ જ થવા દેવાય ? એનાથી જે પરિસ્થિતિ થશે એ શું ઓછી વિનાશકારી છે ? લોકો મને તો પૂછવાના, તું પણ વર્કિંગ કમિટીનો મેમ્બર હતો. તેં આવી પરિસ્થિતિ રોકવા શું કર્યું ?'

મેં કહ્યું : 'એથી તો મારો પણ એવો મત છે કે આ પત્ર જરૂર મોકલવો. પરંતુ રાજેન્દ્રબાબુને એમ લખીને મોકલવો કે બીમાર હોવાથી અહીં એકલો પડ્યો છું. જેની સાથે સલાહ-મંત્રણા કરી શકું એવા કોઈ સાથી અહીં મળે એમ નથી. વર્કિંગ કમિટીની બેઠકમાં હાજર રહી શકું એવી સ્થિતિ પણ નથી. ચર્ચવાના મુદ્દાઓ (એજન્ડા)નો ક્રમ જોઈને મારા ઉપર જે અસર થઈ છે તેના પરિણામે આ પત્ર જવાહરલાલ પર લખેલો છે. તમે કૉંગ્રેસના પ્રમુખ

છે. એટલે મારી ઇચ્છા છે કે આ પત્ર પહેલાં આપને બતાવી લઉં. કૃપા કરીને આ વાંચી લઈ એને જવાહરલાલ ઉપર મોકલી આપશો!'

'બસ થયું, શંકર, બ્રાહ્મણની વાત માનો અને સત્વર સીલ કરીને પત્ર મોટર દ્વારા રાજેન્દ્રપ્રસાદની પાસે પહોંચાડી દો.' એ વખતે સરદાર મારા માટે જે શબ્દો બોલ્યા એને જીવનનો અમૂલ્ય પુરસ્કાર સમજી આજે પણ ખુશ થઈ જાઉં છું.

પરીક્ષામાં સફળ થયો એટલે મારા શરીરે રોમાંચ થયો, ઘણી ખુશી થઈ અને ઘેર જવાની રજા માગી તો એ બોલ્યા: 'અરે, જમીને જજો. થોડી વારમાં રાજેન્દ્રબાબુનો ટેલિફોન આવશે, એ સાંભળીને જજો.'

વાત આવી હતી. ભારતમાંથી મેઓ નામની જાટ પ્રજા પાકિસ્તાનમાં ચાલી ગઈ હતી, એમને પાછા બોલાવી ફરીથી વસાવવા હતા. એ પ્રશ્ન ઉપર પ્રધાનમંડળમાં બે વાર નિર્ણય લેવાયો હતો. એમ છતાં કોંગ્રેસ વર્કિંગ કમિટીમાં એક સભાસદના આગ્રહથી એ પ્રશ્ન પાછો વર્કિંગ કમિટી આગળ મૂકયો હતો. પ્રધાનમંડળનો નિર્ણય ફેરવવાની આ તરકીબ હતી. ને એ વાત સરદાર સાહેબને મંજૂર નહોતી. બીમાર હોવાથી કમિટીની બેઠકમાં પોતે જઈ શકતા નહોતા એટલે પ્રધાનમંડળ અને વર્કિંગ કમિટી બંનેમાંથી છૂટા

થવા રાજીનામું મોકલવાનું ઠરાવ્યું હતું.

વાતોમાં ને જમવામાં સમય વીતી ગયો. હું હજી ગોળ ઓરડામાં જ હતો ને ટેલિફોનની ઘંટડી વાગી: 'દિલ્હીથી સરદાર સાહેબ માટે ટેલિફોન છે.' તેઓ વાત કરી ને પાછા ફર્યા ત્યારે હસી રહ્યા હતા. બંને હાથે પક્ષીઓ ઉડાવી દેતા હોય એમ હાથ હલાવતાં મોટેથી બોલ્યા: 'જોયું, હું કહેતો હતો એમ જ રાજેન્દ્રબાબુ ગભરાઈ ગયા, એ પણ આપણી સાથે સહમત છે. એમણે એ બાબત એજન્ડામાંથી કાઢી નાખી છે.'

વિનોદપ્રિયતા

એક દિવસ એમનો ફોન આવ્યો: 'નરસિંહનો રથ લઈ જલદી આવી પહોંચો.' મારી જીપને એ નરસિંહનો રથ કહેતા. દસ મિનિટમાં હું ત્યાં પહોંચી ગયો. તો કહે: 'ડૉ. સુશીલા નાયરને તમારા રથમાં બેસાડી મીરાંબહેનનો 'પશુલોક' બતાવી આવો.'

મહાત્માજીના આશિષ અને આજ્ઞા બંને મેળવીને મીરાંબહેને ઋષિકેશની નજીક એક પશુકેન્દ્ર ખોલ્યું હતું. એમાં માંદી, મરવા પડેલી ગાયોનું પાલન થતું હતું. એ કેન્દ્રને 'પશુલોક' એવું નામ અપાયું હતું. મેં કહ્યું: 'સારું. તમે કહો છો એટલે જઈશ તો ખરો.'

નવાઈ પામતાં સરદાર બોલ્યા: 'એમ ઢીલું કેમ બોલો છો?'

મેં જવાબ દીધો: 'પુરાણોમાં એક કથા આવે છે. પાંડવો જ્યારે ગળવા માટે પ્રસ્થાન કરતા હતા ત્યારે સ્વર્ગમાંથી એક પુષ્પક વિમાન એમને લેવા આવ્યું હતું. પાંડવોના પરિવાર સાથે એક કૂતરો પણ હતો. કહે છે કે એમની સાથે એ કૂતરો પણ સ્વર્ગમાં પહોંચી ગયો. હવે મારું ભાગ્ય જુઓ, મારો સંબંધ એક એવા પરિ-વાર સાથે જોડાયો છે કે મને ન તો સ્વર્ગલોકમાં, ન તો મૃત્યુલોકમાં પણ પશુલોકમાં મોકલવામાં આવે છે.' એ તો એટલા હસ્યા, એટલા હસ્યા કે હું શું લખું? આ વાત સંભારીને કેટલીયે વાર એમણે વિનોદ કર્યો હશે.

## સાદું જીવન

એક વાર મણિબહેન એમને કશીક દવા પીવડાવતાં હતાં. મારા આવવાજવા ઉપર કશી રોકટોક નહોતી એટલે હું અંદર પહોંચી ગયો. અંદર દાખલ થતાં મેં જોયું કે મણિબહેનની સાડી પર એક થીંગડું મારેલું હતું—અને હતું પણ ખાસ્સું મોટું થીંગડું! હું મોટેથી બોલ્યો: 'મણિબહેન, તમે તો પોતાને મોટાં ગણો છો. તમણે એક વર્ષમાં એવડું મોટું અખંડ ચક્રવર્તી રાજ્ય સ્થાપી દીધું છે કે એવડું રાજ્ય તો નહોતું રામચંદ્રજીનું કે નહોતું કૃષ્ણનું; અશોકનુંયે નહીં કે એક અકબરનુંયે નહીં કે ... નુંયે નહીં. આવા મોટા રાજા-મહારાજાઓનાયે ... ચક્રવર્તીની ... થઈને તમને શરમ નથી આવતી?'

મણિબહેને મો મચકોડીને ગુસ્સામાં કહ્યું: 'જે જૂઠું બોલતા હોય ને બેઈમાની કરતા હોય એમને શરમ આવે, મને શાની શરમ આવે?' મેં કહ્યું: 'અમારા દેહરા ગામમા નીકળો જોઈએ. લોકો તમારા હાથમા આનો બે આના મૂકશે–એમ સમજશે કે એક ભિખારણ જાય છે. તમને શરમ નથી આવતી કે આવી થીગડાંવાળી સાડી પહેરો છો?' હુ તો રમૂજ ખાતર બોલતો હતો. સરદાર પણ હસ્યા અને બોલ્યા: 'બજારમા ઘણા લોકો ફરતા હોય છે. આનો–બે આના કરીને પણ ઘણા રૂપિયા એકઠા કરી શકાશે.'

પછી સુશીલા નાયરે મને કહ્યું: 'ત્યાગીજી, કોની વાત કરો છો? આખો દિવસ ઊભે પગે આ મણિબહેન સરદાર સાહેબની ચાકરી કરે છે. પાછા રોજ ડાયરી લખે છે અને રોજ નિયમિત ચરખો પણ કાતે છે. એમાથી જે સૂતર બને છે, તેના સરદાર સાહેબનાં ધોતિયા ને પહેરણ બને છે. તમારી જેમ સરદાર સાહેબ ખાદી ભંડારમાથી કયા કપડા ખરીદે છે? અને સરદાર સાહેબના ફાટેલા કપડામાથી મણિબહેન પાછા પોતાના કપડા બનાવી લે છે.'

એ રાક્ષસરૂપમા ઊભેલી દેવી સામે હુ અવાક્ બનીને ઊભો રહ્યો. કેવો પવિત્ર આત્મા છે–આ મણિબહેનનો! અમારા જેવા પાપી એના પગનો સ્પર્શ કરે તો પવિત્ર

અની જાય. પાછા સરદાર બોલી ઊઠ્યા : 'ગરીબ માણસ-ની દીકરી છે. ક્યાંથી સારાં કપડાં લાવે? એના બાપ ક્યાં કશું કમાય છે?' સરદારે એમનાં ચશ્માંનું ખોખું બતાવ્યું, વીસ વર્ષનું જૂનું હશે. ત્રીસ વર્ષની જૂની ઘડિયાળ પણ જોઈ. ચશ્માંની એક દાંડી હતી, બીજી તરફ દોરો બાંધ્યો હતો. કેવો પવિત્ર આત્મા હતો! અમારો કેવો નેતા હતો! એ ત્યાગ-તપસ્યાની કમાણી, અમે બધા નવાં નવાં ઘડિયાળો બાંધનાર દેશભક્તો ખાઈ રહ્યા છીએ.

## ૯ : હડતાલ

હજી મહાત્મા ગાંધીજી લંડનની ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા નહોતા. તે પહેલાં તો અમારી પ્રાંતિક કૉંગ્રેસ સમિતિ તરફથી આગ્રહ થવા માંડ્યો કે જિલ્લાવાર સમિતિઓની વ્યવસ્થા રદ કરીને એક યુદ્ધસમિતિ—વૉર કાઉન્સિલ બનાવી લેવી. અમારી જિલ્લાસમિતિએ મને સર્વસત્તાધીશ ડિક્ટેટર નીમી દીધો અને યુદ્ધસમિતિમાં સ્વ૦ ચૌ. બિહારીલાલ, સ્વ૦ ચૌ. હુલાસ વર્મા, સ્વ૦ પં. નારાયણદત્ત ડંગવાલ, સ્વ૦ સ્વામી વિચારાનંદ અને સ્વ૦ લાલા કેદારનાથ વગેરે નિમાયા. તા. ૨૫-૧૨-૧૯૩૧ ના દિવસે પેશાવરમાં અમારા લાલ ખમીસવાળા ઘણા ભાઈઓ ઉપર અંગ્રેજોએ ગોળી ચલાવી અને ઘણા શહીદ થઈ ગયા. એ શહીદ ભાઈઓનો દિવસ અમે ઊજવવાના હતા અને એટલામાં ગાંધીજી પાછા ફર્યા ને પકડાઈ પણ ગયા. શ્રી જવાહરલાલ નેહરુ પણ પકડાયા.

આ ઘટના ૨૫મી ડિસેમ્બર ૧૯૩૧ના દિવસે બની. કૉંગ્રેસ તરફથી હડતાલ પાડવાની જાહેરાત થઈ ચૂકી હતી. પરંતુ એક દિવસ પહેલાં કલેક્ટર મિ. એકટને કોટવાલ મારફત દાંડી પિટાવી જાહેરાત કરાવી દીધી કે જે હડતાલ પાડશે તેને છ મહિનાની

સજા અને ૫૦૦ રૂપિયાનો દંડ ભરવો પડશે. અમને લાગ્યું કે વળી કોઈ નવો ઓર્ડિનન્સ ચાલુ થયો હશે. અમે બધાએ પોતપોતાના બિસ્તરા લીધા અને કૉંગ્રેસની ઑફિસે એકઠા થયા. શહેરના માણસોની માગણી હતી કે હડતાલની જાહેરાત પાછી ખેંચી લો; પરંતુ યુદ્ધસમિતિએ નિર્ણય લીધો કે એમ નહીં બની શકે. પણ હડતાલ પડે એ વાત લગભગ અશક્ય જેવી બની ગઈ. અમે આમતેમ માણસો દોડાવ્યા પરંતુ એ બધા ખબર લાવ્યા કે એક પણ દુકાનદાર હડતાલ પાડવા તૈયાર નથી. કોટવાલે પણ જાહેરાત કરતાં કરતાં અમારી ઑફિસની સામે આવી પહોંચી કેટલીયે વાર ઢોલ વગાડીને કલેકટરનો હુકમ સંભળાવ્યો. મારી સામે ઊભા રહીને આ જાહેરાત વાંચવાનો સીધો અર્થ થતો હતો—મને પડકાર. અમારી ઑફિસ ક્રિયાકર્મવાળી ધર્મશાળામાં રાખી હતી, કે જ્યાં સ્વર્ગવાસીઓને પિંડદાન અપાતું. અમે બધા એમ સમજીને ત્યાં એકઠા થયા હતા કે પકડાઈએ તો સાથે જ પકડાઈએ. બિહારીલાલ મંત્રી હતા ને હું હતો પ્રમુખ. આ લડત આપવા અમે કેટલાયે દિવસોથી ગામડાંમાં ફરતા હતા. દરેક ગામમાં સભા કરતા અને વિશ્વાસપૂર્વક જણાવતા કે આ વખતે તો અંગ્રેજ હકૂમતની જડ ઉખેડીને ફેંકી દઈશું.

" અંતે હું બહેનોને સંબોધી કહેતો કે, 'તમે તો

કૌશલ્યા છો, અને ગાંધીજી તરફથી તમારી પાસે રામ ને લક્ષ્મણની ભિક્ષા માગું છું. મારે એ શિષ્યોની જરૂર છે. એમને હું આશ્રમમાં પ્રેમપૂર્વક રાખીશ; પરંતુ એમને પણ મારી સાથે જેલમાં જવું પડશે.' એ પછી ગામનાં નરનારી મળીને બે યુવકોને તૈયાર કરતાં અને અમને સોંપતાં. અમે એમને તિલક કરીને ફૂલના હાર પહેરાવીએ અને ઢોલ વગાડતા સરઘસ કાઢીને શહેરમાં લઈ આવીએ. ગામ છોડતાં પહેલાં એ બે યુવકોને હું કહેતો કે માતાનો ચરણસ્પર્શ કરી લો, પિતાજીની આશિષ લઈ લો. જ્યારે એ પોતપોતાની માને પગે લાગે ત્યારે મા એને આલિંગન દઈને રડી પડતી અને બહેનો તિલક કરીને આરતી ઉતારતી. એક માએ મને જરા છૂટો પાડી કહ્યું: 'ત્યાગી મહારાજ, છોકરાનો વિવાહ થવાનો છે. એને લાંબી સજા થાય એવું ના કરશો.' આમ પચાસેક 'રામ-લક્ષ્મણ' આશ્રમમાં રહેતા હતા. બધાંના માથે ખાદીનું કફન ઓઢાડી દેતા અને રોજ સવારે એ બધા પ્રભાતફેરીમાં ફરતા ફરતા ગાતા:

> 'કિસી કે ઇશારે કે હમ મુન્તજિર હૈં,
> બહા દેંગે ખૂઁ કી નદી દેખ લેના.'

આ રીતે દેશના ખૂણેખૂણામાં ઉત્સાહનાં એવાં તો મોજાં ચલાવ્યાં કે જાણે સમુદ્ર ઊછળી પડ્યો.

કોટવાલની જાહેરાત સાંભળી મેં એક સ્વયંસેવકને બોલાવ્યો અને એને કહ્યું: 'તમારે મોરચા પર જવાનું છે. ઉડાવો પેલો ઘંટ અને એ વગાડતા વગાડતા જાહેર કરી દો કે જિલ્લાસમિતિ હવે બંધ થઈ છે અને યુદ્ધસમિતિની સ્થાપના થઈ છે. એના પહેલા ડિક્ટેટર તરીકે ત્યાગીજીને નીમ્યા છે.' વળી બીજા આઠદસ સ્વયંસેવકોને કહ્યું: 'એકબીજાથી સો સો વાર છેટે રહીને નીકળી પડો; ઘંટ અને વાવટો સંતાડીને ચાલજો. જેવો આગળનો સ્વયંસેવક પકડાય કે એ પછીના બીજાએ પોતાના ખિસ્સામાંથી વાવટો કાઢીને લાઠી ઉપર ચઢાવી દેવો અને ઘંટ વગાડી આ જાહેરાત ચાલુ રાખવી. એક જણે ઑફિસમાં આવી શું શું બન્યુ તે જણાવતા રહેવું.' સાંજે ચાર વાગે એક સ્વયંસેવકે જણાવ્યુ કે, કલેકટર સાહેબે પોલીસચોકી સામે અમારા એક સ્વયંસેવકને અટકાવીને કહ્યું છે કે, 'અપને ડિકટેટરકો બોલો કિ સરકારી ડિક્ટેટર અપને મોર્ચે પર આ ગયા હૈ, હડતાલ નહીં હોને સકટા.'

આ ખબર સાંભળી મારું લોહી ઊકળી ઊઠ્યું. હું તો પહેલેથી જાણતો હતો કે હડતાલ નહીં પાડી શકાય. છતાં એક પરદેશી અમલદાર આવીને મને પડકાર કરે એ મારાથી સહેવાયું નહીં. મેં નિશ્ચય કરી લીધો

કે સવાર પડે એ પહેલાં તો હું પોતે જ પકડાઈ જઈશ. હડતાલ પડે તો ઠીક ને ના પડે તો કહેવા થશે કે ડિક્ટેટર બહાર હોત તો હડતાલ થઈ શકત. એ વખતે બ્રિટિશ સૈન્યમાં હું જે શીખ્યો હતો તે કામ લાગ્યું. હુમલો કરતા પહેલાં શત્રુની શક્તિ, એમનો વ્યૂહ ને વ્યવહાર, એમનો દારૂગોળો વગેરે પરિસ્થિતિથી વાકેફ થવું આવશ્યક છે. હું આ જ વિચારમાં પડ્યો હતો. એવામાં જાહેરાત કરવા ગયેલા બધા સ્વયંસેવકો સહીસલામત પાછા ફર્યા. હું તો એમ વિચારી રહ્યો હતો કે એ લોકો પકડાય તો બે કલાક રહીને બીજી ટુકડીને રવાના કરીશ; એ પછી ત્રીજી ટુકડી ને ચોથી ટુકડીને મોકલતાં શી વાર! આમ ને આમ ઢોલની જાહેરાતના જોર પર લડત ચાલુ રાખી શકીશ; પરંતુ મારી આ યોજના નિષ્ફળ બની.

સાંજે સાતનો સુમાર થયો હશે. વળી મેં એક નવી જાહેરાત કરાવી: 'સહુને સૂચના કરવામાં આવે છે કે, યુદ્ધસમિતિની બેઠકમાં હડતાલના પ્રોગ્રામ ઉપર ચર્ચા થઈ રહી છે. ડિક્ટેટર સાહેબનો હુકમ છે કે અંતિમ નિર્ણય જાહેર કરવામાં ના આવે ત્યાં લગી કોઈએ પોતાની દુકાન બંધ ના કરવી.'

આ જાહેરાત થઈ તેથી બજારવાળા રાજી થયા..

એ બધા મનથી અમારી જોડે હતા, પરંતુ જેલની સજા કે દંડ ભરવા માટે તૈયાર નહોતા. એમણે આવીને કહ્યું કે, 'તમે જે સમજદારીથી કામ લીધું છે તે બદલ ધન્યવાદ. હવે રાતના બાર વાગ્યા સુધી દુકાનો ઉઘાડી રખાવજો એટલે કલેક્ટર બહાદુરને પણ ખબર પડે કે તમામ બજારવાળા તમારી સાથે જ છે. પછી જાહેરાત કરી દેજો કે દુકાનો ખુલ્લી રાખીને સૌએ કોંગ્રેસ તરફની લાગણી બતાવી આપી છે. હવે કોઈ સંદેહ રહ્યો નથી એટલે કાલની હડતાલની જરૂર રહેતી નથી.'

આ વાત આમ તો બરોબર હતી; પરંતુ કલેક્ટરે પડકાર ફેંક્યો હતો. સ્વયંસેવકોને એણે ફરીથી સંભળાવ્યું હતું કે, પોલીસચોકીમાં હું પણ બેઠો છું, રાહ જોઉં છું, જો તમારો ડિક્ટેટર સરઘસ કાઢશે તો હું ગોળીબાર કરીશ. રાતે દસ વાગે મેં ઘોષણા કરાવી: 'દસ વાગ્યા સુધી સૌએ દુકાનો ખુલ્લી રાખી છે. હવે ડિક્ટેટર સાહેબે એવો નિર્ણય લીધો છે કે આવતીકાલની હડતાલ રીતસર પાડવામાં આવશે.' મને આશા હતી કે, આ જાહેરાત પછી તો એ સ્વયંસેવકને જરૂર પકડશે. પરંતુ કલેક્ટર એના બંગલે ચાલ્યો ગયો હતો. જ્યારે રાતવાળો સ્વયંસેવક પણ સહીસલામત પાછો ફર્યો ત્યારે હું વિચારમાં પડ્યો—હવે શું કરવું?

BOMBAY LIBRARY 45835

બિચારી શર્મદા

હું મારે ગામ અજબપુર આવ્યો અ.
રસોઈ કરીને ચિંતાતુર બની રાહ જોતી હતી. જમી
કરીને મેં જેલ જવાની તૈયારી કરી લીધી–કપડાં,
ચોપડીઓ વગેરે બાંધી લીધું. મનમાં આશા હતી કે
રાતે જ પકડી લેશે. કોઈ ટાંગાનો ખટખટ અવાજ
આવે કે મોટરનું હોર્ન વાગે એટલે શર્મદા ઊઠીને
બારીએથી જુએ–શું પોલીસ આવી પહોંચી? આખી
રાત વાતો કરવામાં પૂરી થઈ. એ વાતને તો ત્રીસ
વર્ષ વીતી ગયાં છે. પણ એ રાતે શર્મદા 'હું
એકલી કેવી રીતે રહીશ?' એમ કહી જે રડી હતી તે
હજુ યાદ આવે છે; જાણે એ બનાવ ગઈ કાલે જ
બન્યો છે. જે પીડા એને ભોગવવાની હતી તે હવે હું
પોતે ભોગવી રહ્યો છું. મેં એને ઘણી રીતે સમજાવી
પરંતુ રડવાનું તો દિલથી થાય છે તે દલીલથી કેમ
અટકે? શર્મદાના રુદનથી મને પણ રડવું આવી ગયું.
મેં કહ્યું: 'જેલમાં તો જવાનું જ છે. જો તને રડતી
મૂકીને જેલમાં જઈશ તો જેટલો સમય જેલમાં રહીશ
એ બધો સમય તારો વિલાપ મને પણ રડાવ્યા કરશે.'
બસ, આ વાત એને ગળે ઊતરી ગઈ. એણે કહ્યું:
'જેલમાં આપણને એકસાથે ના રહેવા દે?' કેવી
ભોળી અને પ્રેમથી ભરેલી વાત એણે કરી હતી!

ઘડિયાળમાં ચાર વાગ્યા. શર્મદા કહે: 'હડતાલ તો નહીં થઈ શકે. આ કલેક્ટર તો તમને હરાવીને પછીજ પકડશે. મેં કહ્યું: 'હું ઊપડું છું બાઈસિકલ પર. અંધારામાં જ હડતાલનું એલાન કરીશ અને પો ફાટતાંજ કૉંગ્રેસની ઑફિસ આગળ આવી પહોચીશ. ઉમાને શાલમાં વીંટીને તું પણ ત્યાં આવી પહોંચજે—ત્રણેની ધરપકડ સાથે થઈ જાય તો સારું. તેને આ વાત રુચી અને કપડા—પુસ્તકો વગેરે બાંધી કરી એ પણ અમારી ઑફિસે આવી ગઈ.

આ તરફ મેં બ્યૂગલ ફૂંકવા માંડ્યું ને નીચે મુજબની જાહેરાત કરવા માંડી: 'આરામથી પોઢી રહેલાં ભાઈબહેનો, હું મહાવીર ત્યાગી, દહેરાદૂન જિલ્લા કૉંગ્રેસનો ડિક્ટેટર બોલુ છું. હું તમને સૂચના આપવા માગું છું કે બ્રિટિશ કલેક્ટરે પડકાર ફેંક્યો છે કે 'કાલે તે બજારમાં ગોળીબાર કરશે....' મારી તમને વિનતિ છે કે આજે તમારાં બાલબચ્ચાંને ઘરમાંથી બહાર કાઢશો નહીં. નિશાળે જતાં જતાં તમારું કોઈ બાળક ગોળીનું નિશાન થઈ ગયુ તો હું કે અમારી યુદ્ધસમિતિ એ માટે જવાબદાર નહીં બને. કોઈ મોટા ગોળીથી મરશે તો શહીદ કહેવાશે; પરંતુ નાનાં બાળકોને સંભાળજો.'

આખા શહેરમાં આ ઘોષણા કર્યા પછી હું આશ્રમ-માં આવી પહોંચ્યો. ઉમાને લઈને શર્મદા દરવાજા

ઉપર જ ઊભી હતી. આવતાંવેંત મેં સ્વયંસેવકોને લલકાર્યાઃ 'માથે કફન બાંધીને આવી જાવ સામે.' સામે કતાર ખડી થઈ ગઈ; કેવા હતા ભારતમાતાના એ દુલારા! આજે પ્રધાનપદાના નશામાં અમે એમને ભૂલી ગયા છીએ. કેવા ભોળા હતા, કેવા ભલા હતા એ. બસ ગાંધીના નામ ઉપર ઝૂઝવાને તૈયાર.

એમાંથી ચાર જણાને મેં બાઈસિકલ આપી શહેરથી ત્રણ માઈલ છેટે રવાના કર્યા અને તેમને કહ્યું: 'આસપાસનાં ગામોમાંથી જે કોઈ શાકભાજી, દૂધ-દહીં, લાકડાંના ભારા, અનાજનાં ગાડાં-વગેરે લઈ ને આવતા હોય એમને રોકજો, તેમને કહેજો કે ત્યાગી મહારાજે મોકલ્યા છે. જલદી જલદી પાછા ફરો. આજે શહેરમાં હડતાલ છે અને ગોળીબાર થવાનો ડર છે. ક્યાંક તમારો ઘોડો કે બળદ મરી ગયો તો રોતા રહેશો.' બીજા સ્વયંસેવકોને બજારમાં ડ્યૂટી ઉપર ગોઠવ્યા. એમને સમજાવ્યુ કે દુકાનદારો કંઈ ઘેરથી એકીસાથે દુકાનો ઉઘાડવા બજારમાં આવતા નથી; એક પછી એક, કોઈ વહેલા તો કોઈ મોડા એમ છૂટા છૂટા આવે છે. જેવો કોઈ દુકાન તરફ જતો જણાય તેવો તમારે પોકાર કરવાનોઃ

'ખબરદાર, જો તાળાને હાથ લગાડ્યો છે તો. યાદ રાખજો કે તમારી દુકાન સામે તમામ કોંગ્રેસવાળા ઝૂઝી

મરશે. અહીં જ ગોળીઓ ચાલશે. તમારા પહેલાં જે આવ્યા તે બધા પાછા ગયા છે. છે કોઈ દુકાન ઉઘાડી? શું તમે જ કાળા મોંઢા બનવા માગો છો?'

જે દુકાનદારો આવ્યા એમણે બીજી દુકાનો બંધ જોઈ અને ખરેખર પાછા જતા રહ્યા. જોકે પહેલીવાર આવું કહ્યું તે બૂઠાણું હતું; પરંતુ પાછળથી તુરત જ એ સત્ય થઈ ગયું. એક પછી એક બધા દુકાનદારો પાછા ચાલ્યા ગયા. એ દિવસ જેવી હડતાલ તો ક્યારેય નહીં પડે. બધી દુકાનો, બધી નિશાળો, બધા સિનેમા, બધા રસ્તા બંધ થઈ ગયા હતા.

મારામાં તો એવી હિંમત ક્યાં હતી, પણ ગરીબીના ગૌરવમાં હું સિંહની માફક ગર્જના કરતો ફરતો હતો. જ્યાં જોઉં ત્યાં પ્રેમ, આવકાર અને મસ્તીની ઝલક દેખાતી. મહાત્મા ગાંધીએ પોતાના તપોબળ વડે ખરેખર સૌને એક સૂત્રમાં બાંધી લીધા હતા. અભિમાનમાં હું ફૂલ્યો સમાતો નહોતો. ફરવા નીકળતો ત્યારે છત કે છજ્જામાં બેઠેલી સ્ત્રીઓ મારા તરફ આંગળી-ઇશારો કરી બોલતી: 'જુઓ પેલો, જુઓ એ રહ્યો ત્યાગણનો પતિ.' આઠ થયા, નવ થયા ત્યાં સુધી તો લોકો ના નીકળ્યા, પણ પછી તો હડતાલની મજા ચાખવા ઘણાં સ્ત્રીપુરુષો આવી ચઢ્યાં. જેવી અમારી નજર મળતી કે એ જયકાર કરી ઊઠતાં.

થોડી વારમાં મારી આસપાસ ભીડ જામી ગઈ. કોઈએ ખબર કરી કે આડત બજારમાં લાલા શંકરલાલની દુકાન ઉઘાડી છે. બસ, અમે બધા ચાલ્યા આડતબજાર ભણી. લાલાજી દુકાન ખોલીને ગાદી પર બેઠા હતા. અમારી માફક કલેક્ટર સાહેબ પણ હડતાલ જોવા નીકળ્યા હતા. સાથે પોલીસના પંદરેક ઘોડેસવારો રાખ્યા હતા. જેવા અમે લાલાજીની દુકાન આગળ આવ્યા કે એ લોકો પણ ત્યાં આવી પહોંચ્યા.

## લાલા શંકરલાલ

શંકરલાલની દુકાન આગળ કલેક્ટર મિ. એકટને ઘોડો રોકયો. એમણે લાલાજીને કહ્યું: 'ટુમ બંડૂકકા લાયસેંસદાર હૈ, લાલા શંકરલાલ. ટુમ દુકાન બંડ નહીં કરેગા?' શંકરલાલ તો હાથ જોડીને ઊભા થઈ ગયા. અને બોલ્યા: 'નહીં બંધ કરું સરકાર.' હવે કલેક્ટર મારી તરફ વળ્યો. એણે કહ્યું: 'વેલ મિ. ટયાગી, ઇસ દુકાનકો બંડ કરને સકટા હૈ, ટો હમ ડેખના માંગટા હૈ. તુમ હિંમટ કરેગા?' મેં કહ્યું: 'કોશિષ કરી જોઉં. તમે જરા તમારા ઘોડાને એક તરફ લઈ લો.' પછી હું પાછો ખસતો ખસતો રસ્તાની બીજી બાજુએ સામેની દુકાન સુધી જઈ પહોંચ્યો ને ત્યાં ઊભો રહ્યો. મારી પાસે અવાજ વધારવાનું પતરાનું ભૂંગળું-ભોંપૂ

હતું અને એક હાથમાં શાલમાં લપેટેલી ઊમા હતી. શર્મદાના હાથમાં ઝંડો હતો. ઉમાને શર્મદાના હાથમાં સોંપી દઈ ને મેં એક પગ આગળ ને એક પગ પાછળ મૂક્યો અને ભૂંગળું મોં ઉપર મૂક્યું. મેં લાલા શંકરલાલને મારું નિશાન બનાવી લીધું. જાણે એના ઉપર બ દૂક ધરી હોય નહીં! નજરબંદીના ખેલમાં જેમ ચૂપકીદી છવાઈ જાય છે તેમ અહીં પણ થઈ ગયું. અસો-અઢીસો માણસોની ભીડ જામી હતી. ને એ બધા મારા ભણી એકીટસે જોઈ રહ્યા હતા. સૌ શાંત હતા. એક કલેક્ટરની વાત બાજુ પર મૂકો તો બીજા તમામની સહાનુભૂતિ મારા તરફ હતી. મૌનમાં જે શક્તિ છે તે શબ્દોમા ના હોઈ શકે એનો મને ત્યારે અનુભવ થયો. મારો ઉદ્દેશ સ્પષ્ટ હતો. સૌ જાણતા હતા કે લાલા શંકરલાલની દુકાન બંધ કરાવવાની છે. એમણે મારી માગણી પૂરી કરવાની હતી. એ દાતાની આંખમાં આંખ પરોવી હું શાંત ઊભો રહ્યો. આવે વખતે એક એક પળ બહુ લાંબી બની જાય છે—મુશ્કેલીથી વીતે છે.

એક વખત શાંતિથી શંકરલાલ તરફ જોઈ લીધા પછી વળી મેં કલેક્ટરને તેમનો ઘોડો થોડે વધારે દૂર લઈ જવા કહ્યું અને પીળી પાઘડી પહેરેલા એક સજ્જનની પાઘડીનો રંગ મારું ધ્યાન ખેંચતો હતો. તેમને પણ બાજુ પર ખસેડ્યા. પછી જમીન ઉપર

એક ઘૂંટણુ ટેકવીને ભૂંગળાથી નિશાન તાકયું, અને અટકતાં અટકતાં નીચે મુજબની જાહેરાત કરી. જ્યાં જ્યાં અટકયો ત્યાં બિંદુ મૂકયાં છે, એક એક બિંદુ ઉપર એક એક સેકન્ડ અટકયો હોઈશ.

'કેમ છો, લાલા શંકરલાલ......લાલા...શંકરલાલ? યાદ રાખજો, લાલા શંકરલાલ..... આખા શહેરના મુકાબલામાં એક તમે જ શંકરલાલ....... તમારી દુકાન ખોલી છે. લાલા શંકરલાલ.......યાદ રાખજો, લાલા શંકરલાલ.......જો હું બ્રાહ્મણની જાતનો હોઉં તો લાલા શંકરલાલ...હું પ્રતિજ્ઞા કરું છું કે સૂર્યાસ્ત થતાં પહેલાં તારી અનાજની ગુણોની વચ્ચે હું મારી....મારી વહુની....મારી બચ્ચી અને મારા સ્વયંસેવકોની...લાશોનો..ઢગલો કરી દઈશ.લાલા શંકરલાલ... અને સાંજે તો અમારાં લોહી....તારા માથા પર ચઢીને બોલશે, લાલા શંકરલાલ !....બતાવ રે લાલા....પહેલાં અનાજના ઢગલાને હાથ લગાડીશ કે એક બ્રાહ્મણકુટુંબનાં હાડકાંને ? લાલા, શો જવાબ દેશો ?....શંકરલાલ....લાલા....શંકર....લાલા શંકરલાલ. પોતાના ને પારકાને ઓળખી લો. લાલા....તમારા મર્યા પછી લાલા.... જ્યારે તમારાં છોકરાં બજારમાંથી નીકળશે....તો લોકો કહેશે, આ જાયહત્યારાની ઓલાદ....લાલા શંકરલાલ.... બંધ કરો. બંધ કરો લાલા....બંધ....કરો.'

બોલતો હતો તો હું; પણ સેંકડો સ્ત્રીપુરુષો અને બાળકોનાં હૃદય ધડકતાં હતાં. અચાનક લાલા શંકરલાલ ગાદી ઉપરથી કૂદકો મારીને સડક પર આવીને ઊભા રહ્યા. એ પોતે હમેશાં કૉંગ્રેસને મદદ આપતા હતા. શહેરમાં એમનું સારું માન હતું. એમની આંખોમાં આંસુ આવી ગયાં ને ગાલ કંપવા લાગ્યા. બંને હાથ જોડીને ચારે તરફ ઊભેલી જનતાને એ કહેવા લાગ્યા: 'આજે હું કોઈના કામનો ના રહ્યો. ભાઈઓ, મને માફ કરો.' પછી કૂદતાકને કલેકટરના ઘોડાની આગળ બંને પગ પકડી બેસી પડ્યા અને બોલ્યા: 'હજૂર, મેં મારું મોં કાળું કર્યું.' પછી મારી સ્ત્રીના ખભા ઉપર હાથ મૂકી કરગરવા લાગ્યા: 'બેટી, મને માફ કરાવ.' વળી પાગલની જેમ મોટેથી બૂમો પાડતા બોલ્યા: 'ત્યાગીજી, માફ કરો. હું કશા કામનો રહ્યો નથી. બંધ કરો, બંધ કરો. આગ લગાવી દો આ દુકાનમાં. મારું મોં કાળું થઈ ગયું.' આગળના ભાગમાં અનાજનો જે ઢગલો પડ્યો હતો એના ઉપર ક્રોધભર્યા ડાંફ્યા ને કહ્યું: 'આ ઢગલાને ફૂંકી મારો. હું અભાગી, ત્યાગીના ઢગલાને નહીં જોઈ શકું.' મુનીમોએ દુકાન બંધ કરી દીધી.

લોકોએ 'જય' બોલવા માંડી ત્યારે કલેકટરનો ~ ભડકી ઊઠ્યા. હું તરત બોલી ઊઠ્યો: 'આ તે

કેવી અસભ્યતા છે? હું કાંઈ કલેકટર બહાદુરને ઘોડા પરથી હેઠે પાડવા માગતો નથી. હું તો એમના રાજાનું તખ્ત ઉથલાવવા માગું છું.' એ સાંભળીને એ અંગ્રેજ સંભાળપૂર્વક મારી પાસે આવ્યો અને અંગ્રેજીમાં મને કહ્યું: 'મિ. ત્યાગી, ધન્યવાદ, તમને અભિનંદન આપું છું, તેનો સ્વીકાર કરો. પરંતુ તમને ખબર છે કે, અહીં તો ૧૪૪મી કલમનો અમલ ચાલુ છે. પાંચથી વધારે માણસોને કોઈ એકઠા ના કરી શકે.' મેં કહ્યું: 'પાંચથી વધારે માણસો છે જ ક્યાં?' એમણે પૂછ્યું: 'મતલબ?' મેં કહ્યું: ડિકેટેટર ત્યાગી... એક, ત્યાગી દીકરી...બે ને શ્રીમતી ત્યાગી ત્રણ, ત્યાગીનો ઝંડો...ચાર અને ત્યાગીનો કલેકટર....પાંચ.'

તેમણે હસીને કહ્યું: 'આ બધા માણસો શું ત્યાગીના નથી?'

હું મોટેથી બોલ્યો: 'ભાઈઓ, તમે બધા તો કલેકટરને લીધે આવ્યા છો ને?' જવાબ મળ્યો: 'હા, હા.'

કલેકટર હસતો હસતો જતો રહ્યો. અમને પકડ્યાં નહીં. ફાવે તેમ કહો, અંગ્રેજ હતા તો સારા. ભગવાન એમનો વંશ સલામત રાખે.

પછી સી. આઈ. ડી. આવીને કાનમાં કહી ગયા કે સભા-બભા ભરશો નહીં. એ કહેતા ગયા છે કે

મીટિંગમાં ખૂબ લાઠીચાર્જ કરો ને મારો બદલો વાળો. એ વાત સાંભળીને મેં જાતે જ ઘંટ વગાડી જાહેરાત કરી દીધી : 'અંગ્રેજ સરકારે સભાબંધી માટે ૧૪૪ મી કલમ ચાલુ કરી છે એટલે મારી યુદ્ધ-સમિતિએ ઠરાવ કર્યો છે કે, સાંજે પાંચ વાગે આખા જિલ્લામાં ૧૪૪ સભાઓ કરવી. દરેક સભા મળે તે પહેલાં એક બૉમ્બગોળો છોડવો, જેથી દુશ્મનને પણ ખબર પડે.' મારા સ્વયંસેવકોને મેં ડ્યૂટી પર ચઢાવી દીધા. અમુક અમુક સ્થાન ઉપર જઈને સાદા કપડામાં સંતાઈને બેસજો. બરોબર પાંચ વાગે બૉમ્બનો ફટાકડો ફોડી પોતપોતાની લાઠી ઉપર વાવટો લગાવી પોકાર કરજો કે '૧૪૪ મી કલમ તોડી, ૧૪૪ મી કલમ તોડી' અને પછી આપણો છાપેલો ઠરાવ વાંચી સંભળાવજો.' ને એમ જ થયું. ઠેકઠેકાણે બરાબર પાંચ વાગ્યે ૧૪૪મી કલમ તોડી સભાઓ કરી છતાં અમારામાંથી કોઈ-નીયે ધરપકડ નહોતી થઈ.

## ૧૦ : શ્રીચરણોની સાક્ષી

મહાત્મા ગાંધી જેવા દહેરાદૂન આવ્યા કે મારી ૩૦ વર્ષની ઉંમર ઘટીને ૧૫ વર્ષની થઈ ગઈ. નિશાળનાં છોકરાંઓ જેવી મસ્તી મારે માથે સવાર થઈ ગઈ. જેમ ફાવ્યું એમ બકવા લાગ્યો અને મનમાન્યું કરવા લાગ્યો. કોણ જાણે કેવા નશામાં હું ચકચૂર થયો હતો. મારા હાલચાલ, મારી વાતચીત, મારું કહેવું-સાંભળવું, મારું ઊઠવું બેસવું બધું એવું તો બદલાઈ ગયું કે જાણે હું ઓલિયો ન થઈ ગયો હોઉં! હું કરું પણ શું? શહેરવાળાઓએ મને ગાંડો કરી મૂક્યો હતો. હું તો એક નાનો માણસ, પણ જ્યારે ચારે તરફથી લોકો એનું નામ લઈ જય પોકારી ઊઠે છે ત્યારે ભલભલાનાં માથાં ફરી જાય છે. માગણી વધી જાય તો મેથી-પાલખના ભાવ પણ ચઢી જાય છે ને!

એ દિવસો પણ કેવા હતા! આશા હતી કે લાહોર-ની કોંગ્રેસમાં પૂર્ણ સ્વરાજનો ઠરાવ પસાર થઈ જશે. જવાહરલાલે કોંગ્રેસની અંદર 'નવજુવાન ભારત સભા'ની સ્થાપના કરી હતી. એમની મારફત એ કોંગ્રેસના કાર્યક્રમ-ને વધારે ને વધારે ઉગ્ર કરવા ઇચ્છતા હતા. આમ તો એ મહાત્મા ગાંધીને બહુ માનતા; છતાં પોતાની જુવાનીના જુસ્સામાં ખેંચાયા હતા. અને જ્યારે જ્યારે

તક મળે ત્યારે ગાંધીજી, મોતીલાલજી વગેરેની સામે થઈ જતા. કોંગ્રેસમાં રહીને જુદી પાર્ટી જમાવવાના શ્રીગણેશ પણ એમણે જ કર્યા હતા. નૌજવાન ભારત સભા, ઇન્ડિપેન્ડન્સ લિગ, સોશ્યાલિસ્ટ પાર્ટી વગેરેની રચના એમણે જ કરી હતી. એમ તો અમને પણ એમની વાતો ઘણી ગમતી હતી; પણ ગાંધીજી સાથે તો અમે આંખો મીંચીને ઝુકાવ્યું હતું. અને કોંગ્રેસની અંદર બીજો કોઈ પક્ષ ના જોઈએ એ વાત પર મક્કમ હતા. જવાહરલાલના પક્ષમાં ગયેલા લોકો અમને જુનવાણી, કટ્ટરપંથી, 'નો–ચેન્જર' કે 'ગાંધી કા ગદ્ધા' એમ સંભળાવતા. થોડા દિવસમાં અમે અમને પોતાને જ ગાંધીનાં ગધેડાં કહેવા લાગ્યા. જે હોય તે, હતા તો ગાંધીના. અહીં શ્રી બાલકૃષ્ણ શર્મા 'નવીન'ની એક પંક્તિ યાદ આવે છે:

> ગાંધી ને હમ ગધે હૈં કો ભેજા હૈ જેલખાને,
> તસલે બજા–બજાકર અબ હમ સ્વરાજ્ય લેંગે

આના અનુસંધાનમાં એમનો એક બીજો પ્રસંગ છે. ફત્તેહગઢની જેલના સુપરિન્ટેન્ડેન્ટ બીજેત્રીજે દિવસે એમની આગળ ફરિયાદ કરતા કે તમારા સાથીદારોને જેલવાળાઓ જે કામ સોંપે છે તે કરતા નથી. આથી તંગ આવીને શર્માજીએ એક વાર સાહેબ બહાદુરને સંભળાવી દીધું: 'જે કાંધ ઉપર ધૂંસરી નાખીને કામ

કરતા રહે છે તે તો બળદ કહેવાય. અમે તો ગાંધીનાં ગધેડાં છીએ ને ખુલ્લાં ખેતરોમાં ચરીએ છીએ.' એ તો નમસ્કાર કરીને ચાલ્યો ગયો. ફરી કોઈ વાર ફરિયાદ જ ના કરી. સોશ્યાલિસ્ટ પાર્ટીવાળા જોડે અમારે આવી અથડામણો રહેતી અને અમે પણ એમને આસમાની નેતા કહેતા અને કૉંગ્રેસ કમિટીની ચૂંટણીઓમાં એમને ઉડાવી દેતા. આમ છતાં અંદર અંદર હસવું-બોલવું કે ગાળાગાળી તો ચાલુ જ રહેતાં. ચાપાણી સાથે થતાં હતાં ને! આજે પણ શ્રી મોહનલાલ ગૌતમ અમને 'પ્યારા દુશ્મન' કહીને બોલાવે છે. આજકાલની ફક્કડ દોસ્તી કરતાં એ દુશ્મની પ્રેમભરી અને પવિત્ર હતી. એ દિવસોમાં જે સંબંધ હતા, તેમાં પ્રાણ ન્યોચ્છાવર કરવાની બાજી હતી, આજે જે સંબંધો છે તે ટિકિટ-બાજી છે.

૧૯૨૯ના અંતમાં જાતજાતની અફવાઓ ઊડતી. કેટલાક કહેતા કે હવે જે આંદોલન આવશે તેમાં માત્ર જેલ જ નહીં, ગોળીઓ પણ ખાવી પડશે. એક એવી અફવા પણ ચાલતી હતી કે તમામ કૉંગ્રેસીઓને વહાણમાં ભરીને અંગ્રેજ સરકાર સમુદ્રની પેલે પાર આફ્રિકામાં કે બીજે કયાંય મોકલી દેશે. અમારું શું થવાનું છે તે જાણવા અમે સ્વાભાવિક રીતે ઉત્સુક રહેતા. એવામાં મહાત્માજીએ કોંગ્રેસના કાર્યકર્તાઓને મળવાની ને વાતચીત કરવાની હા પાડી. કાર્યકર્તાઓ ઘણા ઉત્સાહથી

દૂર દૂરથી આવ્યા હતા. રાતે ગાંધીજીના મુકામ
બધા ભેગા થયા. ભાતભાતના પ્રશ્નો પુછાવા લાગ્ય
એ તો ચરખો કાંતતા જાય અને જવાબ દેતા જાય

મારા મિત્ર અમરનાથ વૈદ્યે વિનયપૂર્વક કહ્યું : '' શ્રદ્ધા–ભક્તિથી લોકો આપને માનપત્રો ને અભિનંદ પત્રો આપે છે તેની તમને કદર થતી નથી; એની અ ગણના શાથી કરો છો; એમના દેખતાં જ એનાં લિલામ બોલાવી દો છો.' ગાંધીજી કહે: 'તો શું કરું? વૈદ્યજીએ કહ્યું : 'એ તો ઇતિહાસનાં અમૂલ્ય રત્નો છે એને સંભાળીને રાખવાં જોઈએ.' ગાંધીજીએ કહ્યું: 'મારી પાસે તો એવું મોટું ઘર નથી. હું એને ક્યાં રાખું?' વૈદ્યજી કહે : 'કોઈ સંગ્રહસ્થાનમાં મોકલો.' 'ત્યાં આ કાગળોને કોણ સંઘરે? હા, જો તમે કોઈ આવું અજાયબ ઘર બનાવો તો હું ત્યાં મોકલી આપીશ.' વૈદ્યજીએ તરત હા પાડી, એટલે ગાંધીજી કહે: 'સાથે સાથે મોતીલાલજીનાં માનપત્રો પણ રાખજો.' એ વાત પણ કબૂલ કરી એટલે ગાંધીજીએ શર્મદાને બતાવીને કહ્યું : 'એમનાં પણ રાખજો.' વૈદ્યજીએ તરત કહ્યું: 'એમને મળવા તો દો, હજી લગી એમને કોઈ માનપત્ર મળ્યું નથી.' ગાંધીજી કહે: 'એમ? તો તો હું જ એને ૨૦–૨૫ માનપત્ર હમણાં જ આપી દઈશ.' નિરાશ થઈને વૈદ્યજીએ કહ્યું : 'સારું બાપુ, હવે એમ સમજી

લેવાનુ કે દેશની આ બહુમૂલ્ય સંપત્તિ કોઈ દિવસ ભેગી કરી શકાશે જ નહી. તમારી દરેક વાત તો જાણુ પથ્થરની ભીંત જેવી અડગ થઈ જાય છે.' ગાધીજી કહે: 'એમ? લોકો તો એમ કહે છે કે હુ ઝટપટ ફરી જાઉં છું.' અને મારા ફાટ્યા મોથી નીકળી પડ્યું: 'મારો એવો જ વિશ્વાસ છે, બાપુ.' ગાધીજીને આ વાત ના ગમી. એમણે એવું નહીં ધારેલુ કે કાર્યકર્તાઓની સભામા બેસી હુ અસભ્ય વર્તાવ કરીશ. મારા તરફ ડોકું ફેરવી એમણે પૂછ્યું: 'તમે પણ એમ સમજો છો?'

મેં કહ્યુ: 'જી હા. પુરાણોની એક કથા છે કે, જે કોઈ ગાયનુ પૂછડુ પકડે છે તે વૈતરણી પાર કરી શકે છે, અને ભેંસનુ પૂછડું પકડનારાને અધવચ ગોથાં ખાવા પડે છે તમારા સાથમા શુ બન્યુ છે? અમે તો ભેંસનુ પૂછડુ પકડી બેઠા છીએ. ખબર નથી પડતી કે કયા કયા ગોથા ખાવા પડશે. જેટલા આદોલન તમે શરૂ કર્યાં એ બધા અધવચ્ચે જ બધ કરી દીધા. દક્ષિણ આફ્રિકામા એ જ થયું. અને ૧૯૨૦–૨૧ મા જ્યારે ખિલાફતનુ આદોલન જોરથી ચાલ્યુ ત્યારે ચૌરીચૌરા જેવી એક નાની ઘટનાના બહાના હેઠળ એ પણ ટાઢું પાડી દીધુ. હવે નવું આદોલન કરશો તોપણ સમજ નથી પડતી કે કયા જઈને ડૂબકી લગાવી દેશો.' મારે માથે મોત આવીને બેઠું હતું. હુ ઉપરાઉપરી

અવિવેકી બનવા લાગ્યો. બાપુને ગુસ્સો આવી ગયો. તેમણે કહ્યું : 'એમ છે ?' મેં જવાબ દીધો : 'જી.' 'તો પછી એક વાત પૂછી લઉં. તમે તો તમારી મરજીથી પૂંછડું પકડી રાખ્યું છે ને પૂંછડાએ તો તમને પકડી રાખ્યા નથી ને ?' મેં કહ્યું : 'નહીં.' 'બસ, તો થઈ રહ્યું. તો તો તમે પૂંછડી છોડી શકો છો.'

એમણે આટલું કહેતાં જ મારા પ્રાણ સુકાઈ ગયા. કરું પણ શું ? એવી થપ્પડ પડી કે મોં ફિક્કું પડી ગયું. નીચેથી જમીન ખસી ગઈ. મિત્રોને લાગ્યું કે હવે મીટિંગ આગળ ચલાવવી યોગ્ય નથી અને બધા ઊઠ્યા : 'હવે બાપુને આરામ કરવા દો.' બધા ઊભા થઈ ગયા. હું પણ ઊભો થઈ ગયો, પણ જાણે મારી લાશ જ ઊભી હતી, જીવ તો નીકળી ગયો હતો. પૂંછડી છોડીને જઉં પણ ક્યાં ? મગજ ચકરાવા લાગ્યું. મારી તો આખી દુનિયા એ પૂંછડીમાં વસી હતી.

તોપણ મેં આટલું કહ્યું : 'પૂંછડી છોડી દો એમ કહેવું તમારે માટે તો સહેલ છે. મઝધારમાં કેમ કરીને છોડી દઈએ, શું ડૂબી મરીએ ? અમને જો તરતાં આવડતં હોત તો પછી પૂંછડી પકડત જ શાના ? ...યા. ગાંધી... અને પૂંછડી પકડી લીધી હતી ૨૦-૨૫ માનપત્ર હરે ... અને ઉંમર પણ ઘટાડીને ને વૈદ્યજીએ કહ્યું : '.' આ વાત ઉપર પણ બાપુ

હસ્યા નહિ.

શર્મદાએ બાપુને કહ્યું: 'બાપુ, હું તો મારી આંગળીઓના નખ ઉતારીને આવી હતી.' બાપુએ 'પગને નહીં અડકવા દઉં,' એમ કહીને પગ ઉપર ચાદર ઢાંકી લીધી. બિચારી શર્મદા લાજની મારી ઊભી જ રહી ગઈ. મેં કહ્યું: 'અરે જોઈ શું રહી છે? વળી ચરણસ્પર્શની તે કોઈ રજા માગે છે? ને મનાઈ કરવાનો એમને હક્ક પણ શો છે? આ ચરણોમાં ૩૨-૩૩ કરોડ જણનો હક્ક છે, તું તારા હક્કના ભાગને સ્પર્શી લે ને.' મારો ઇશારો પારખી જઈને એણે ચાદર ખસેડી નાખી અને બન્ને પગ પકડી બેસી ગઈ. મહાત્મા ગાંધીએ એના મોં ઉપર એક ટપલી મારી અને કહ્યું કે, 'ગાંડી છે આ તો.' પછી મારા તરફ જોઈને પણ કહ્યું: 'જેવી આ ગાંડી છે તેવો પેલો પણ ગાંડો જ છે.'

બસ આટલું સાંભળતાં જ મારા જીવમાં જીવ આવી ગયો—જાણે સુકાઈ ગયેલું ઝાડ લીલુંછમ થઈ ઝૂમી ઊઠ્યું. 'પાગલ'ની ડિગ્રી મળી એટલે અક્કલ પણ આવી ગઈ. એમના એક એક શબ્દમાં કેવી શક્તિ હતી? એણે તો મને સજીવન કરી દીધો. હું ઊભો હતો ત્યારે ચોર જેવો લાગતો હતો; પાગલ થયો ને આત્મા પવિત્ર બની ગયો. શર્મદાએ જ મને બચાવી લીધો. મારી મુસીબતના દિવસોનું

એ સંગિની હતી. ઈશ્વર એના આત્માને શાંતિ આપો.

સ્વતંત્રતા મળવાના થોડા મહિના પહેલા ગાંધીજી મસૂરી આવી ગયા. આ વખતે તેઓ વિશ્રામ માટે આવ્યા હતા, એથી વધારે સમય રહ્યા હતા અને મુકામ બિરલા હાઉસમાં રાખ્યો હતો; ખૂબ મજા આવી રાત દિવસ એમની પાસે રહેતો, એમની વાતો સાંભળતો અને 'સેવા'નું ગૌરવ લૂંટતો. મરજીમાં આવે ત્યારે કોઈ ને કોઈ બહાનું કાઢી એમના ઓરડામાં જતો. સાંજે પ્રાર્થના થતી.

એક દિવસ મારાથી ના રહેવાયું. એમને એકલા જોઈને મે એમના ચરણ પકડી લીધા વીસ વર્ષ પહેલા ચર્મદાએ દહેરાદૂનમાં પકડી લીધા હતા—બસ, એમ જ પકડીને બેસી ગયો એ તડકામાં ચટાઈ ઉપર બેઠા બેઠા કંઈક લખી રહ્યા હતા નારાજ ના થયા બલ્કે કરુણાભરી આંખોએ મારા તરફ જોવા લાગ્યા હું પણ એમને જોઈ જ રહ્યો મારે ભાગે કુલ દસ સેકંડ આવી હશે પણ એ વસૂલ કરી લીધી. આ દસ પળો એવી વીતી કે જાણે આત્મા ઉપરથી શરીરનો ભાર ઊતરી ગયો. જીવનના સૌથી ઊંચા શિખર ઉપર હું પહોંચી ગયો હતો.

એટલામાં ગાંધીજી બોલ્યા 'આજે તેં આવી નફ્ફટાઈ કેમ કરી? પહેલા તો આવું નહોતો કરતો.' સત્તાવીસ વર્ષ પછી મે તેમના ચરણ પકડી લીધા હતાં.

રોમાંચ તો હતો જ, ઓચિંતા મારી આંખો મીંચાઈ ગઈ અને બંને હાથે વંદના કરી. સ્પર્શ અને દર્શન બંનેથી વંચિત–હું એવો સ્તબ્ધ બની ગયો કે જાણે કશીક ચોરી કરતાં પકડાઈ ગયો હોઉં. બાપુએ ફરી પૂછ્યું: 'બોલો.' મેં ક્ષમાયાચના કરતા કહ્યું: 'આ મનુષ્યનાં ગાત્રથી પુનિત ચરણોનો સ્પર્શ કરવાનું સાહસ જ ના થઈ શક્યું.' 'તો આજે ક્યાંથી થયું?' બાપુએ પૂછ્યું.

મેં જવાબ આપ્યો: 'શુભ ચરણોની સાક્ષીએ એક સંકલ્પ કરી લીધો છે, બાપુ!' બાપુએ પૂછ્યું: 'એ શું?' મેં કહ્યું: 'વર્ષોથી પ્રયત્ન કરતો રહ્યો છું. આત્મબળ ઓછું એટલે મારું એક પણ વ્રત કે પ્રતિજ્ઞા સફળ નથી થયાં:

| | | |
|---|---|---|
| જૂઠું નહીં બોલું | — | બોલ્યો છું. |
| સિગારેટ નહીં પીઉં | — | પીઉં છું. |
| ગુસ્સો નહીં કરું | — | કરું છું. |
| રોજ વ્યાયામ કરીશ. | — | નથી કરતો. |
| 'સાલા' બોલવાની ટેવ છોડીશ | — | નથી છૂટી. |
| રોજ ચરખો કાંતીશ | — | નથી કાંતતો. |

મારો આત્મા આવો નિર્ણયવિહીન છે. એને લઈને ફરું તો છું–પણ ઢાંકી રાખીને. આજે એક નાનીસરખી પ્રતિજ્ઞા કરી છે કે જે હાથો વડે ચરણ-

સ્પર્શ કર્યો છે એ હાથો વડે કોઈનું બૂરું નહીં કરું. ઘણું કરીને આ શુભ ચરણના પ્રતાપે આટલી પ્રતિજ્ઞા નભી જશે.'

આટલુ સાંભળીને બાપુએ એમની આરપાર જોઈ શકતી આંખો વડે ક્ષણભર મારા તરફ તાકીને જોયુ. જાણે એ મારા આત્માનો એક્સ-રે કરતા હતા. પછી ડોકું હલાવીને કહ્યુ: 'સારું વ્રત છે.' વળી મને જોઈ રહ્યા. આ વખતે બાપુને જણાયુ હશે કે આ આત્મા પહેલા જેટલો મલિન હતો એટલો મલિન હવે નથી રહ્યો. હુ ઝડપથી સ્વસ્થ થઈ રહ્યો હતો.

એમણે ફરીથી કહ્યુ: 'સારી પ્રતિજ્ઞા કરી. એના પછી બીજી કોઈ પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી. એ એકને સાધવાથી બધું સિદ્ધ થઈ જાય છે. તમે કોટને ખીંટી પર ભરાવ્યો એટલે એની સાથે એની બાય કે ગજવુ બધું જ ભરવી લીધું—આપોઆપ ભરવાઈ ગયું. એને વધારે ઊંચે ભરવો તો એકલો કૉલર ઊંચે નથી જતો, આખો કોટ ઊંચે જાય છે. તમારું આ વ્રત ટકી જશે તો સંપૂર્ણ આત્માને બળ મળશે. પછી તો સિગારેટ પણ છૂટી જશે. સારું વ્રત લીધું. આમ કરતા હો તો ભલે ને રોજ ચરણસ્પર્શ કરો.'

આ આશિષથી બળ મળ્યુ. એનાથી આત્મવિશ્વાસ વધ્યો. હવે ક્યા જાઉં ?

## ૧૧ : વીંટલો છૂ થઈ ગયો

**ડિસેમ્બર** મહિનો હતો, ઠંડીની ઋતુ હતી. બિજનૌર જિલ્લાના સિવહારાની સડક પર એક એક્કામાં બેસીને હું મુસાફરી કરી રહ્યો હતો. મારે ખેડૂતોની એક સભામાં હાજર રહેવાનું હતું. મારી આગળ આગળ એક બીજો એક્કો જતો હતો. એમાં બે સ્ત્રીઓ બેઠી હતી. કોઈ કારણસર રસ્તે હું રોકાઈ ગયો અને કલાક સુધી લોકો સાથે વાત કરતો રહ્યો. પછી અમે આગળ ચાલ્યા ને પાચેક માઈલ ગયા હોઈશું ત્યાં પેલો એક્કો દેખાયો. પેલી સ્ત્રીઓ નીચે ઘાસમાં બેઠી બેઠી માથાં પછાડતી હતી. જાણે એનું કોઈ માણસ મરી ગયું હોય. મેં મારો એક્કો થોભાવ્યો. હું નીચે ઊતરીને એ બંને દેવીઓ પાસે ગયો. એમણે લેંઘો, ચોળી અને ઓઢણી પહેરેલાં તેથી રમૈયા પરિવારની જણાતી હતી. આ જિલ્લામાં આવી એક જાતિ રહે છે, એ લોકો માથે કપડું વીંટીને ઊઢણું જેવું બનાવી કરિયાણાનો સામાન વેચતાં ફરે છે. એ એકલા દેશભરમાં જ નહિ પણ આફ્રિકા સુધી ફેરી કરે છે. એ બંને સાસુ-વહુ હતાં. મેં તેમને પૂછ્યું: 'શું થયું ભાઈ, શાથી વિલાપ કરો છો?' વૃદ્ધાએ રડતાં રડતાં કહ્યું: 'બેટા, અમારું નસીબ ફરી ગયું. સાજાંતાજાં મુંબઈ જઈ રહ્યાં હતાં. આ

મારી વહુ છે. હજી ત્રણ વરસ પહેલાં તો એ પરણીને આવી છે. મારો એકનો એક દીકરો હતો, ભાઈ! આજે એનું વહાણ આવવાનું હતું. એની વાત કરતાં કરતાં જઈ રહ્યાં હતાં ત્યાં તો વહુના પગમાંથી વીંટલો નીકળી પડ્યો! હવે શું થશે? હાય મારો દીકરો, બહુ જતન કરીને મેં એને મોટો કર્યો હતો. હજી કાલે તો આ વખતે વહુને મેંદી ચઢાવી હતી!'

મેં પૂછ્યું: 'આફ્રિકાથી આવતા હતા?' એણે કહ્યું: 'હા.' 'ત્યાં ફેરી કરતા હતા?' 'હા, મારા ભાઈ.' 'એમના મનીઑર્ડર તો આવ્યા હશેને?' 'દર મહિને પચાસ-સો મોકલતો હતો.'

આટલી વાત કર્યા પછી મેં મારી રીત ચાલુ કરી: 'માઈ, તારો હાથ તો દેખાડ.' (હાથ મારતાં તો શીખ્યો હતો પણ જોતાં નહોતો શીખ્યો.) મેં એનો હાથ જોઈને કહ્યું: 'તારો દીકરો નાનપણમાં બહુ બીમાર રહ્યો લાગે છે.'

'હાથમાં લખ્યું છે? એ તો મરતો મરતો બચ્યો.'

'કોઈ દીકરી પણ છે?'

'ના.' જવાબ મળ્યો.

'તો પછી તારો પુત્ર જીવતો છે.' મેં જણાવ્યું.

'તારાં છોકરાં જીવતાં રાખે ભગવાન. શું એ હાથમાં લખ્યું છે?'

મેં જરા વાત બદલીને કહ્યું: 'ના; એમ તો નથી લખ્યું; પણ તારા બે પૌત્ર લખ્યા છે. જો દીકરો જીવતો ના રહે તો પૌત્ર કયાંથી થવાના ? જરા તારી વહુનો હાથ તો દેખાડ.'

વહુના હાથમાં મેંદીની ભાત પાડેલી તે એણે નીચે લીલા ઘાસ પર લૂછીને સામે ધર્યો. મેં એનો હાથ જોઈને કહ્યું: 'તને બે છોકરા ને એક છોકરી છે. પણ તારા વરને ઘૂંટણ આગળ ઈજા થાય એવું છે. બસ, થયો હશે પોણો કલાક, વહાણુમાથી ઊતરતાં એનો પગ લપસી ગયો છે. એના માથા પર મોટી પેટી હતી એ કાદવમાં પડી ગઈ છે. એ પેટીમાં માથાના વાળમાં નાખવાના તેલની એક શીશી હતી તે ફૂટી ગઈ. એનું તેલ ઢોળાયું ને આંખમાં એની લાય લાગી ગઈ. ચાર આના ભરીને કૅાંગ્રેસની સભ્ય થઈ જા. મહાત્મા ગાંધીની કૃપાથી તારો માણસ તને રેલવેના સ્ટેશન ઉપર હસતો મળશે.' સાસુ–વહુ બંને સભ્ય બની ગયાં, અને સાસુએ મારા માથા ઉપર હાથ મૂકી આશીર્વાદ દીધા: 'જીવતા રહેજો, પંડિત મા'રાજ. તારો પુત્ર-પરિવાર જીવતો રહે.' બંને જણીઓ હસતીરમતી પાછી એક્કામાં જઈને બેઠી ને હું પણ મારા કામ ઉપર ચાલ્યો ગયો. મુસીબતમાં થોડો સરખોય ટેકો મળી જાય તો તે ગુણ આપે છે.

## ૧૨ : મૅજિસ્ટ્રેટને જીવતદાન

ઈ. સ. ૧૯૨૧ નો સમય હતો. એક તરફ સ્કૂલ, કૉલેજ અને અદાલતનો બાયકૉટ હતો ને બીજી તરફ વિલાયતી કપડાંના બહિષ્કારનું આંદોલન જોરથી ચાલતું હતું. પ્રાંતિક સમિતિનો આદેશ હતો કે અમારે ઠેરઠેર પરદેશી કપડાંની હોળી કરવી. એ માટે અમે ઘેર ઘેર ફરીને પરદેશી કપડાં ભેગા કરતા હતા.

એ દિવસોમાં બિજનૌરમાં શ્રી વિશ્વમિત્ર વકીલાત કરતા હતા. એમનાં પત્ની જ્ઞાનવતીજીને હું ઓળખતો હતો. મેરઠના જૂના કૉંગ્રેસી કાર્યકર્તા બાબુ જ્યોતિપ્રસાદનાં એ બહેન થતાં હતાં. હું એમને ઘેર ગયો ત્યારે વિશ્વમિત્રજીએ પૂછ્યું : 'શી સેવા કરી શકું છું ?' મેં જવાબ આપ્યો : 'શરમની ઝૂલ ઉતારી આપો.' જ્ઞાનવતીજીએ પહેલ કરીને પેટીમાંથી રેશમી સાડીઓ કાઢી દીધી. વિશ્વમિત્ર પોતાની સ્ત્રીની આ હિંમત ને ત્યાગ જોઈને કંઈક શરમાયા અને તરત જ લાકડીથી ખીંટી ઉપર ગરમ કોટ લટકતો હતો તે ઉતારી આપ્યો. સૂર્યગ્રહણ વખતે બ્રાહ્મણો દાન માગે છે અને અહેતર લોકો કપડાં માગે છે, તેવું જ વિલાયતી કપડાં માગતી વેળા અમને પણ લાગતું હતું. વિશ્વમિત્રનો ''' લઈને મેં લૂગડાંનાં ગાંસડાં ઊંચકી બહાર ગયેડાં

ઊભાં હતાં તેના ઉપર સહુ દેખે એમ મૂકયાં ને જાહેર કરી દીધું કે, વકીલ સાહેબ કોંગ્રેસના સભાસદ બન્યા છે અને ખરેખર એ સભ્ય પણ થઈ ગયા. એમની સાથે નેમીશરણુ જૈન હતા. તેમણે હમણાં જ વકીલાત શરૂ કરી હતી ને ઉત્સાહી યુવક હતા. અમે એમને ત્યાં ગયા અને નવા મૂંડેલ વિશ્વમિત્રને સાથે લઈ ગયા. અમારા ચહેરા જોઈને જ નેમીશરણુ મામલો સમજી ગયા. ઘરમાં જઈ પોતે પત્નીની સાથે વાત કરી આવ્યા અને પરદેશી કપડા કાઢી આપ્યાં. એ પણ કોંગ્રેસના સભાસદ બની ગયા.

કપડાંના ઢગલા એકઠા કરી લીધા પછી અમે બિજનૌરમાં મોટું સરઘસ કાઢયું. જેમને પ્રચારનું કામ કરવું હોય તેમણે ધ્યાન રાખવું પડે છે કે લોકોને કયા કામનુ કે કઈ વાતનુ વધારે આકર્ષણ રહેશે, શેનાથી ઉત્સાહ વધશે. હિંદુસ્તાનની ગરીબ જનતા તો અડધા ફાટેલા કપડાથી કે વસ્ત્ર વગર પણ ચલાવી લેવા ટેવાયેલી હતી. એકલા અંગ્રેજો અને એમને પૂંછડે વળગેલા કેટલાક લોકો કોટ–હેટ કે ટાઈ–પાટલૂન પહેરનારા હતા, એટલે સરઘસના આગળના ભાગમાં અમે વાજાં વગાડતા અને એની પાછળ હેટ–કોટવાળાં ગધેડાં ચલાવતા. એમના ગળામાં ટાઈ પણ બાંધતા. અને પાછળ પાછળ 'વિલાયતી કપડાં ફેંકી દો,' 'અંગ્રેજી

રાજ્યનો નાશ થાવ.' એમ પોકારો પાડતા ચાલતા. પ્રત્યેક ઘર આગળ સરઘસ ઊભું રાખતા અને જ્યારે એ ઘરમાંથી કોટ–ખમીસ કે સાડી મળે ત્યારે તેને પેલાં ગધેડાં પર લાદી આગળ ચાલતા. જેવા અમે બજારમાં પહોંચ્યા કે કેટલાક પોલીસવાળા સરઘસની અંદર ઘુસી આવ્યા અને મને પકડીને લઈ ગયા. મારી પાછળ શ્રી જગદીશ દત્ત સોતીએ સરઘસનો ચાર્જ સંભાળી લીધો અને શ્રી દ્વારિકાપ્રસાદ, મુરારીલાલ જૈન, અબ્દુલ લતીફ અને જહૂર સાહેબ સરઘસને મોખરે રહ્યા. મને મોટરમાં નગીના અને ત્યાંથી બુલંદશહેર લાવ્યા. થોડા મહિના પહેલાં મારા ઉપર બિજનૌર જિલ્લામાં સભામાં ભાષણ નહીં કરવાનો મનાઈહુકમ લાગેલો, ત્યારે પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી જવાહરલાલ નેહરુએ મને બુલંદશહેર જિલ્લામાં બે મહિનાની ડ્યૂટી પર મૂક્યો હતો. ત્યાં મેં ભાષણો કરેલાં, એના ફળસ્વરૂપે ૧૨૪ મી (બળવો) અને ૧૫૩ મી (અંગ્રેજો સામે ભેદભાવ કરવો) એ બે કલમ લગાડી મારા ઉપર વૉરન્ટ કાઢ્યું હતું.

### અદાલતમાં કામ ચાલ્યું

બીજે દિવસે જિલ્લા મૅજિસ્ટ્રેટ મિ. ડીન્સની કોર્ટ-માં મને ઊભો કર્યો. ત્યાં હજારો હિંદુ–મુસલમાનોની મચી હતી. આ પહેલો જ કેસ હતો ને લોકો-

માં ઘણો જુસ્સો હતો. મારા હાથમાં બેડી નાખી હતી અને કોર્ટમાં પણ એ રાખી જ હતી. કઠેરા આગળ ખડો કરી કોર્ટે મને સવાલ કર્યો: 'કોઈ વકીલ કરવા ચાહતા હૈ?' મેં આડું જોઈને કહ્યું: 'નહિ' મેજિસ્ટ્રેટને મારી રીત રુચિ નહીં. એમણે કપાળની કરચલીઓ ઊંચે ચઢાવતાં મારી તરફ જોયુ. મેં પણ એના તરફ ઘૂરકિયાં જેવું કર્યું. અહિંસાનું વ્રત લીધું હતું એટલે શબ્દો ક્યાથી કાઢી શકું, પણ ગુસ્સાભરી નજરથી એમને બેત્રણ વાર પછાડ ખવડાવી દીધી. પછી સાક્ષીઓનાં નિવેદન શરૂ થયાં. પહેલું નિવેદન પૂરું થયુ એટલે મિ. ડીન્સે પૂછ્યું: 'શિલટતપાસમાં કંઈ પૂછવું છે?' મેં કહ્યું: 'નહિ માંગટા.' એ ઘૂરકયો ને હુંયે ઘૂરકયો. બીજો સાક્ષી આવ્યો. 'પૂછવું છે?' મેં કહ્યું: 'નો.' ત્રીજો સાક્ષી મારું ભાષણ વાચી સંભળાવતો હતો ત્યા મિ. ડીન્સે કોર્ટના માણસને અંગ્રેજીમાં પૂછ્યું: 'આતિક સરકાર ઉપર ભાષણનો જે અનુવાદ મોકલ્યો છે તેનો મૂળ ભાષણ સાથે મેળ ખાતો નથી.' પેલાએ ચૂપચાપ કલેક્ટરના હાથમાંથી અંગ્રેજી અનુવાદની નકલ લઈને પોતાના ગજવામાં મૂકી દીધી. અને કહ્યું: 'એનું પછી જોઈ લઈશું.'

મારા વીખરાયેલા વાળ અને ગમ ખાયેલી સૂરત પરથી આ બંને મહાનુભાવો સમજી બેઠા હતા કે હું અંગ્રેજી

જાણુતો નથી. સાક્ષી પતી ગયા પછી પૂછયું : 'બચાવ ?' હું અંગ્રેજીમા બોલ્યો : 'બચાવ તો કંઈ નથી, પણ મારે કોર્ટને થોડું પૂછવું છે. વિરોધ પક્ષ સાથે આપે જે અંગ્રેજીમા ઘુસપુસ કરી છે તેને રેકર્ડ પર લાવો. બીજું મારા કેસનો મુખ્ય અધ્યાય અર્થાત્ મારા ભાષણનો અનુવાદ જે કોર્ટના ઇન્સ્પેક્ટરે આપના હાથમાથી, છીનવીને પોતાના ગજવામા સતાડી દીધો છે એને પાછો ફાઈલ ઉપર મુકાવો અને એના ઉપર મારી સહી કરાવી લો; કારણ કે મને મારા વિરોધીઓનો વિશ્વાસ નથી. ત્રીજુ, એ નક્કી કરો કે અનુવાદ મૂળ ભાષણને અનુકૂળ છે કે નહીં. આપેજ અંગ્રેજીમા કહ્યું છે કે મેળ નથી ખાતો.' મારી આજુબાજુ વકીલો અને બીજા લોકો બેઠા હતા અને કોર્ટનુ કામકાજ જોઈ રહ્યા હતા તે આથી ખૂબ ખુશ થયા અને મુસલમાનો તો મોટેથી 'અલ્લા હો અકબર'નો પોકાર કરી ઊઠ્યા. મેજિસ્ટ્રેટનો રુઆબ ફરી ગયો એમણે મને ધમકાવવા માડ્યો. 'તમે શું બેરિસ્ટર છો ?' 'આ કંઈ પ્રશ્ન ના કહેવાય.' હું અંગ્રેજીમા બોલ્યો. 'બોલવામા દરેક વાક્ય પાછળ પ્રશ્ન સૂચક ચિહ્‌ન મૂકી શકાતું નથી. એમ છતા અંગ્રેજી વ્યાકરણ મુજબ કર્તાની પહેલા મેં ક્રિયા દર્શાવી છે.'

મેજિસ્ટ્રેટ : 'આને સવાલ ના કહેવાય. આ તમારી બેવકૂફી છે.'

'મારી નહી', તમારી.' મે' ડર્યા સિવાય ઉત્તર દીધો.

હવે તો સાહેબ બહાદુર ભડભડી ઊઠ્યા. બહુ ગુસ્સામાં આવીને એમણે એક પોલીસવાળાને કહ્યું: 'ગુનેગારને થપ્પડ લગાવો.' બિચારો કૉન્સ્ટેબલ ગભરાયો. એની હિંમત ના ચાલી. મેં મારું ડોકું નીચું નમાવી એને મદદ આપતા કહ્યું: 'તમારો કશો વાકગુનો નથી, આજ્ઞાનુ પાલન કરો.' એણે મારી ગરદન ઉપર એક ધીરી ટપલી લગાવી દીધી

થપ્પડના બદલામાં જીવતદાન

મેજિસ્ટ્રેટે ફરીથી બરાડીને કહ્યુ: 'સુઅર કા બચ્ચા; મોઢા પર માર, જોરથી માર' પેલાએ જોરથી મો ઉપર ધોલ મારી. હજારો માણસની ભીડ હતી. એમનાથી આ સહન ના થયુ ને ધક્કામુક્કી શરૂ થઈ ગઈ કલેક્ટરે ભયભીત થઈને ખુરશી છોડી, ભીંત આગળ જઈને ઊભા અને બને હાથ ઊંચા કરીને 'ખામોશ, ખામોશ' એમ બોલવા લાગ્યા આ તરફ બુગરામીના એક પઠાણે લોકના ટોળાને પડકાર દેતા કહ્યુ. 'જો જો, કાફિર જીવતો રહ્યો તો બુલંદશહેરનુ નાક કપાઈ જશે.' એમ તો મને પણ ઘણો ગુસ્સો ચડ્યો હતો. પરતુ શું થાય? અહિસાનુ વ્રત લીધું હતું. હાથકડી પહેરેલા બને હાથ જોડીને જનતાને શાતિ રાખવા હુ વિનતિ કરવા લાગ્યો. જ્યારે ટોળું એકાબૂ થવા લાગ્યુ, ત્યારે મારા ગળામા પડેલા ફૂલોના

હાર તોડી લોકો ઉપર મેં ફૂલ ફેંકવા માંડ્યાં, અને કહ્યું 'તમે મારું કહ્યું જ નથી માનતા તો લો તમારા હા પાછા.' એથી લોકો શાંત થયા. પછી હું કલેકટરની તરફ ફર્યો ને અંગ્રેજીમાં કહ્યું: 'તારા કેદીના હાથમા તું સલામત છે, મૅજિસ્ટ્રેટ, બેસ હેઠો. હું તને જીવતદાન આપું છું!'

મૅજિસ્ટ્રેટ આમ તો ભદ્ર માણુસ હતો, બિચારો આભાર માનીને ખુરશી પર બેઠો. મેં કહ્યું: 'હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે, તમારી કોર્ટમાં હું બીજો પ્રશ્ન નહીં કરું; આપ વગર ચિંતાએ કામકાજ ચાલુ કરો.' એમણે કહ્યું: 'વાતાવરણ અનુકૂળ નથી એટલે કામ આગળ નહીં ચાલી શકે. કૃપા કરીને આ ભીડમાંથી તમે તમારો રસ્તો જાતે કરી લો અને સામે જે જેલ છે તેમાં ચાલ્યા જાવ. બે ચાર દિવસમાં હું તમને ફરી બોલાવીશ.' બસ, હું તો લોકોનાં ટોળાં વચ્ચે થઈને જેલ તરફ જવા લાગ્યો. હાથમાં બેડી હતી. પોલીસના સિપાઈઓ તો ભીડમાં પાછળ રહી ગયા હતા. બેડીની સાથે પિત્તળની સાંકળ હતી તે પોલીસો પકડી રાખતા. એ લઈને મેં ખભા ઉપર મૂકી. સાંકળ લાંબી હતી અને આઝાદીના મજનૂની પાછળ પાછળ જમીન ઉપર ઘસડાતી હતી. આગળ આગળ મારી જવાની ને પાછળ પાછળ લોકોની ભીડ મસ્તાની!

પોકારો કરતું આ સરઘસ જેલ તરફ ગયું. પોલીસ પાછળ રહી ગઈ. પણ જેલનો દારોગા દરવાજો ન ખોલે. એને લાગ્યું હશે કે આ કોઈ બહુરૂપી જેવો હશે! (ને ખોટુંયે શું હતું?) એ કહે: પોલીસનું વૉરંટ જોઈએ, એ વિના હું તમને કેવી રીતે અંદર લઈ શકું?' લોકોને શું કહેવું? એમણે તો પાછળ રહેલા પોલીસોને પાસે આવતાં રોકી દીધા હતા. ઘણા વખત સુધી જેલની બહાર મારું ભાષણ ચાલ્યું. પછી જેલનો કોઈ માણસ પોલીસ પાસેથી વૉરંટ લઈ આવ્યો અને અંદર પ્રવેશ કરાવી સીધો કાળકોટડીમાં પૂરી દીધો. કાળકોટડી એટલે એકાતની કેદ.

મારા ભાઈ ધર્મવીરજી કાશી વિદ્યાપીઠમાં પ્રોફેસર હતા. તે ચાર પાચ દિવસો પછી મારી મુલાકાતે આવ્યા. 'યંગ ઇંડિયા'ના તા. ૧૩-૧૦-'૨૧ અંકમાં ગાંધીજીએ એક નોધ પ્રગટ કરેલી તે એમણે મને વાંચી સંભળાવી: 'થપ્પડ ખાધા પછી શ્રી ત્યાગીએ કબૂલ રાખ્યુ કે હવે પોતે કૉર્ટને કોઈ પ્રશ્ન નહીં પૂછે એમાં કાયરતાનો આભાસ જણાય છે.' એ સાભળીને હુ ઉદાસ બન્યો. મોં છુપાવીને હું મારી કાળકોટડીમાં પાછો ફર્યો. આટ-આટલુ કર્યા પછીયે 'કાયર' કહેવાયો! સજા તો થવાની છે તે થશે, પણ છૂટ્યા પછી કયાં જઈશ. ગાંધીજીનું 'યંગ ઇંડિયા' તો આખી દુનિયામાં વ ચાય છે અને એ જે કહે તેને દેશનો અવાજ ગણવામાં

આવે છે. એ પછી તો ભારતમાતાએ ગોદમાથી 'કાયર છે' એમ કહીને મને ફેંકી દીધો ને! આ બધી વાતો મગજમા ચકરાવા લાગી. બસ, એ પછી ખાવુ-પીવુ કે હસવુ-બોલવુ બધુ ઊડી ગયુ જેલની ચબૂતરા જેવી 'કબર' ઉપર મુંજની ચટાઈ પાથરી હતી તેના ઉપર હુ એકલો જ પડ્યો રહેતો. કાડા ઉપર ઘડિયાળ બાધેલી તે ધીમી પડી ગઈ. પાચ મિનિટે એક જ મિનિટ ખસતી હતી, નાડી પણ ઊંઘતી-જાગતી મંદ ગતિએ ચાલવા લાગી. મને લાગ્યુ કે આવતા અઠ વાડિયે 'યગ ઇડિયા'મા કદાચ આ હકીકતનો કોઈ જવાબ લખશે. એ આશાએ બહુ મુશ્કેલીથી સાત દિવસ કાપ્યા અને જમાદારો જોડે તિકડમ્ કરીને 'યગ ઇડિયા' મગાવ્યુ. એમા મૅજિસ્ટ્રેટની માફી છપાઈ હતી. અને થપ્પડ વાગ્યા પછી કોર્ટમા મેં જે કહ્યું હતું તે પણ છપાયું હતું. પરતુ ગાધીજીએ મારા જરાયે વખાણ નહોતા કર્યા.

મારો મુકદ્દમો બુલદશહેરથી મેરઠમા મોકલી આપ વામા આવ્યો. ફેરબદલી વખતે રસ્તામાથી મે એક પત્ર મહાત્મા ગાધીજી ઉપર નોકલ્યો. એમા બીજી ત્રીજી વાતો સાથે મેં એ પણ લખ્યુ: 'હુ તો કાયર જ છું, પણ આપ જરા પોતાની તરફ પણ જોયો. તમે એક પત્રકાર છો. હુ કાળકોટડીમા પુરાયો હોઉં

ને આપની કોઈ વાતનો જવાબ ના આપી શકું એવી પરિસ્થિતિમાં તમે ખુલ્લી રીતે તમારા છાપામાં મને કાયરની ઉપાધિ આપો એમાં શી બહાદુરી છે ?' એ દરમ્યાન કાશીના શ્રદ્ધેય બાબુ ભગવાનદાસ અને પંજાબ-કેસરી લાલા લજપતરાય–એ બંનેએ પણ મહાત્મા ગાંધીજી આગળ વિરોધ નોંધાવ્યો. ગાંધીજીએ એમના પત્ર છાપ્યા ને મારો પત્ર પણ છાપ્યો.

તા. ૧૦-૧૧-'૨૧ના 'યંગ ઇંડિયા'માં ગાંધીજીએ લખ્યું : 'શ્રી ત્યાગીએ ખુલ્લી અદાલતમાં જે વ્યવહાર દાખવ્યો તેથી મૅજિસ્ટ્રેટને સારી રીતે જણાવી દીધું હતું કે પોતે માત્ર દેશના હિતમાં જ બહાદુરી સાથે સહન કરી લે છે, ભયભીત થઈ ને નહીં. મારી પહેલાંની નોંધ આઘેથી સાંભળેલી વાતોના આધારે લખાઈ હતી. મને દુઃખ થાય છે કે આ બહાદુર અને સાહસિક દેશભક્ત યુવક તરફ મેં અજાણતાં અન્યાય કર્યો છે. એ બદલ હું હજાર વાર ક્ષમા માગું છું. જે પત્રકારો સાચી ઘટનાઓ રજૂ કરી પ્રજામતને ખરા રસ્તે વાળવા મથે છે તેમના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ હોય છે તેનો અનુભવ મને દૂર રહ્યાં રહ્યાં થયો છે.'

આ માફી વાંચીને હું જેલમાં વધુ મૂંઝાયો. 'યંગ ઇંડિયા'ને છાતી પર લપેટી રડતો રડતો ચારે બાજુએ હું ફરતો હતો; વિચારતો હતો કે આ દેવતા સામે તુમાખી ભરેલા શબ્દો મેં શું કામ લખ્યા ?

વખત જતાં મેરઠની કોર્ટમાં મારો મુકદ્દમો શરૂ થયો. બે વર્ષની સાદી કેદની સજા કરી મને આગ્રાની જેલમાં રવાના કર્યો. ત્યાંના કવિસંમેલનમાં મેં એક પંક્તિ રજૂ કરી હતી :

'વહશતે દિલ[1] કા યહાં આકર ભી સામાँ ન હુઆ,
આગરા જેલ મેં છોટા-સા બિયાबाँ ન હુઆ.'

કોર્ટમાં મને મારવામાં આવ્યો તેની ખબર છાપાંઓમાંથી લાહોરની ખિલાફતના એક મોટા આગેવાન મૌ. ઝફરઅલીખાંએ વાંચીને આ કવિતા છાપાંઓમાં પ્રસિદ્ધ કરી હતી :

ઇક સિરફિરે અંગ્રેજ ને જબ ભરસરે ઇજલાસ,[2]
લગવાયે પિયાદો સે મહાવીર કો ચાँટે.
ઇતના ભી ન બટલર કી હુકૂમત સે બન આયા,
ઉસ અપને નુમાઇન્દયે-ઇન્સાફ કો ડાँટે.
જિસ રોજ બખેરે ગયે ઇન્સાફ કે યહ ફૂલ,
બરતાનિયા કે રસ્તે મેં બોયે ગયે કાँટે.
ઇસ જુલ્મ પૈ ઇસ જૌર પર જો પૈકરે બેદાદ;[3]
અદ્દલ[4] ઔર મસાવત[5] કા ભી ફલસફા છાँટે.
અચ્છા હૈ ઇસસે તો કહીં લંદન કા વહ અન્ધા,
ફિર-ફિર કે મટન-ચાપ જો અપનોં હી કો બાँટે.

—ઝફર

૧ દિલની બેચેની. ૨ ભર્યા જલસામાં. ૩ અત્યાચારની મૂર્તિ. ૪ ન્યાય. ૫ બરોબરી.

## ૧૩ : વાર્તાનો મહિમા

'સ્ટેશન માસ્તર સાહેબ, આજે પિતાજી નહીં જાય, તમે ગાડીને વહેલી વહેલી રવાના કરી દેજો....' ગમે તે આડોઅવળો નંબર જોડી સાડા ચાર વર્ષનો મારો પૌત્ર અનિલ ઉપર પ્રમાણે ફોન કરીને મારી પાસે આવ્યો. અને મને કહ્યું: 'પપ્પા, મેં રેલવેવાળાને કહી દીધું છે કે આજે તમારે મોડું થશે એટલે રેલવેવાળા ગાડીને રોકી રાખશે. તમે ધીરે ધીરે ખાજો. અને પછી આરામ કરીને સ્ટેશને પહોંચજો.' આવડા અમથા નાનુએ પહેલી વાર આટલી મોટી ચાલાકી શરૂ કરી. મારે રાતે દહેરાદૂન જવું હતું, સીટ રોકાઈ ગઈ હતી અને બિસ્તરો બંધાતો હતો. હું બહાર જાઉં તે એને ગમતું નથી; કેમ કે એ રોજ રાતે મારી જોડે સૂએ છે અને વાર્તાઓ સાંભળે છે. દિવસમાં કેટલીય વાર એ એની માની ફરિયાદો લઈને મારી પાસે આવે છે ને માને ધમકાવવા કહે છે. હું અમસ્થો જ કહી દઉં છું: 'ખબરદાર, કોઈએ મારા નાનુને સતાવ્યો છે તો!' પછી એના ભણી જોઉં છું તો એ વળી કહે છે કે, 'પપ્પા, માને એવી તો ધમકાવો કે એ રડી પડે.' એ પણ ખોટેખોટું રડી લે છે. અમારાં બધાંનો એવો ખ્યાલ છે કે આખા ઘરમાં નાનુ મને વધારે પ્રેમ કરે છે. આજે મેં એની પરીક્ષા

લેવાનુ નક્કી કર્યું. મેં એને પૂછ્યું : 'નાનુ, તું મારી સાથે દહેરાદૂન આવીશ કે માની સાથે દિલ્હીમા રહીશ?' એણે વારાફરતી બહુ વાર સુધી બને તરફ જોયુ અને એની માની તરફ જતા બોલ્યો. 'મારી માની જોડે.' એમ તો હુ જાણતો હતો કે પરસેવા કરતા લોહીનો સબધ વધારે ગાઢ હોય છે એમ છતા પસ્તાવો થયો કે આ કેવો ગઠિયો છે–કાગળિયા તો મારા ફાડે છે, રાતદિવસ માકડાના બચ્ચાની જેમ મારી પાછળ પાછળ ફરતો રહે છે, છતા પ્રેમ રાખે છે એની મા પર જ.

એની ટેલિફોનવાળી વાત સભારીને મને ખરેખર ગ્લાનિ થઈ આવી. ખરુ જોતા દોષ મારો જ છે આજ લગીમા એ જે કઈ શીખ્યો છે તે મારી પાસેથી જ શીખ્યો છે હુ જ એવો છુ કે જેના મો ઉપરથી હજી દૂધ સુકાયુ નથી એવા નિર્દોષ નાના પૌત્રના માનસિક વિકાસમા ઝેરવાળા ઇન્જેકશનો ભોકુ છુ કહેવાય છે તો એમ કે આપણે મોટી વયવાળા બાળકોને રમાડીએ છીએ, પરતુ હકીકતમા તો એમને રમાડવાને બદલે જાતે જ એમની જોડે રમી લઈએ છીએ એ આપણા રમકડા છે ને એમની જોડે રમીને મનને ખુશ કરી લઈએ છીએ એમના બહાના હેઠળ નચાય એટલું નાચીએ છીએ અને ગવાય એટલું ગાઈએ છીએ, રમત કરીએ છીએ, કૂતરા, બિલાડાની બોલી બોલીએ એ એ વખતે દુનિયાની કોઈ વસ્તુ આપણુ હાસ્ય

રોકી શકતી નથી.

'જો આ બિલાડી આવી; ઓ કાગડા, નાનુનો કાન પકડીને ઝાડ ઉપર લઈ જા તો.' ત્યારે એ બોલે: 'કાગડા કાગડા, ના આવીશ નીચે. મારા પપ્પા તને પકડીને ગજવામાં ઘાલી દેશે, પછી રહેજે રડતો. હા.' કોઈ વાર એ મૂઠીમાં પૈસો બંધ કરી છુમંતર વડે ઉડાવી દે છે. અને કહે છે: 'ચકલી લઈ ગઈ.' મારી માફક એ પણ 'છુમંતર,' 'કાલી કલકત્તેવાલી' એમ બોલી બોલીને ચીજો છુપાવતો થયો છે. હું એની મજા માણું છું. રોજ રાતે વાર્તા કહેવી પડે છે. પણ રોજ રાતે તો નવી વાર્તાઓ ક્યાંથી કાઢું? મનમાં ઉપજાવેલી સાચીખોટી વાતો કહેવી પડે છે. અને એ પણ કેવી? ચોરની, તકડંચી કરનારાની, ભૂતપ્રેતની, ઠગની, ખિસ્સાકાતરુની, શરાબી કે પાગલની, તેતર-બટેરની-જે આપણને પોતાને ગમે તે વાતો સંભળાવતા રહીએ છીએ. અને એ જ પ્રકારની મજાક કરીએ છીએ. જે દિવસોમાં-એના ભાવિ ચારિત્ર્યનો અને એના પ્રારબ્ધનો પાયો ચણવાનો હોય છે-બે વર્ષથી તે સાત વર્ષની વય સુધી-ત્યારે જ આપણે એના મન ઉપર સ્વાર્થ, ભય, લાલચ, ચોરી, ચાલબાજી, કતલ, ખૂન અને બદમાશીના કુસંસ્કાર ઠાંસીઠાંસીને ભરીએ છીએ-જાણે કોઈ વિશાળ ભવનના પાયા ઠોકીઠોકીને પૂરી રહ્યા છીએ. મૂળમાં પડેલા આ ઝેરીલા સંસ્કારો જ્યારે વધે છે, ત્યારે ઊંચામાં

ઊંચો ધર્મનો ઉપદેશ એને કંઈ બચાવી શકતો નથી. આપણા જ હાથે આપણાં સંતાનોને ચારિત્ર્યહીન બનાવી આપણે જિંદગીભર પસ્તાવો કરીએ છીએ. મને તો લાગે છે કે દરેક વ્યક્તિના ચારિત્રમાં એના નાનપણની ઝાંખી જરૂર થાય છે. આથી તો મોટાઓ કહી ગયા છે કે, 'પુત્રનાં લક્ષણ પારણામાં.'

કેટલાંક વર્ષોથી વિલાયતમાં કામ કરતા એક દાક્તર થોડા દિવસ માટે દિલ્હી આવ્યા હતા. એમના હસવાનો ઢંગ જોઈને મેં જાણી લીધું કે શ્રી રાજગોપાલાચાર્યની નિકટમાં તેઓ રહ્યા હશે. એમને આ સાંભળી નવાઈ લાગી. હતું પણ એમ જ, નાનપણથી એ રાજાજીની સાથે જ રમ્યા હતા અને ભણ્યા હતા.

આપણી સરકાર ભારતની પ્રગતિ કાજે ભાતભાતની યોજનાઓ ઘડી રહી છે, આર્થિક મુશ્કેલીઓનો સામનો પણ કરી રહી છે, છતાં પ્રશ્ન આ છે: વેપાર-ઉદ્યોગ, વિજ્ઞાન કે આર્થિક નીતિમાં આગળ વધીએ તોપણ આપણો નૈતિક વિકાસ ન થયો હોય તો એ બધાથી શો લાભ થવાનો છે? આજે ઉઘાડી આંખે આપણે આપણાં સંતાનોનો નૈતિક હ્રાસ જોઈ રહ્યા છીએ. શાળા-કૉલેજમાં કે બાળકોમાં શિસ્તની તાલીમ આપવાથી આ નુકસાન મટવાનું નથી. એ માટે તો જે બાળકો એમની માતાની પાસે સૂતાં સૂતાં વાર્તા-

એ સાંભળવા માટે અધીરાં બન્યાં હોય છે, તેમને આપણે સંભાળવાં જોઈ શે. આ વાર્તાઓ નૈતિક ઉત્થાન માટે રામબાણુ ગોળીઓ જેવી છે. આજે તો કોઈ માને આદર્શ કહાણીઓ યાદ જ નથી. અને તોયે—એ મા હોય કે બીજું કોઈ હોય—એને શો અધિકાર છે કે ભાવિ નાગરિકોના સંસ્કારોને એ જન્મથી જ રોગી બનાવી દે?

ભારત સરકારની ફરજ છે કે મનોવિજ્ઞાનના પંડિતોનું એક બોર્ડ બનાવે. એ લોકો એક જાહેરાત કરે કે ભારતની તમામ ભાષાઓના લેખકો સારામાં સારી વાર્તાઓ લખે અને એમાંથી જે વાર્તાઓ બાળકોને કહેવા જેવી વાર્તાઓના 'અબોધ શિક્ષાકોષ'માં સ્વીકારી શકાય એવી સારામાં સારી વાર્તાઓને પસંદ કરી દરેક વાર્તા દીઠ સો રૂપિયાનું ઇનામ આપે. આ રીતે એકઠી કરેલી બધી વાર્તાઓ બાળકોનો વિકાસ ધ્યાનમાં રાખીને બે વર્ષથી તે સાત વર્ષનાં બાળકો માટે છ પુસ્તકોમાં દરેક ભાષામાં છાપવામાં આવે અને એની કરોડ નકલ ઘરઘરમાં મફત વહેંચી આપે.

મારી એવી પણ સલાહ છે કે રોજ રાતે સાડા આઠ વાગે ઓછામાં ઓછી એક વાર્તા રેડિયો ઉપર બાળકોને એમની ભાષામાં સંભળાવવામાં આવે. જો ભારતને ઊંચે લઈ જવો હોય તો એનો પાયો મજબૂત કરવો પડશે.

## ૧૪ : 'ગાંધી'નું સ્વપ્ન

પંચાંગ મુજબ આજે વૈશાખી(૧૩ મી એપ્રિલ)નો દિવસ છે. આજે અમારું નવું વર્ષ શરૂ થાય છે. સ્વતંત્રતાની લડતના ઇતિહાસમાં પણ આ તહેવાર નવા દિવસના જેવો ગણાય છે. આજથી ૪૫ વર્ષ પહેલાં આ તિથિએ આપણે વિદેશી સેના પાસેથી પહેલો મોરચો મેળવ્યો હતો. વાત જૂની છે છતાં એને ભૂલી ના જવાય એટલા માટે હું આ મોરચાનો ઇતિહાસ કંઈક વિગતવાર આપવા માગું છું.

૧૯૧૯ના માર્ચ મહિનામાં વિદેશી સરકારે રોલેટ ઍક્ટ નામનો એક કાયદો કર્યો. એના આધારે ક્રાંતિકારી કાર્યકર્તાઓને વગર વૉરંટે પકડવાની તજવીજ હતી. એની કલમોનો સાર એવો હતો કે એ મુકદ્દમા ખુલ્લી કૉર્ટમાં નહીં ચાલે; પરંતુ બંધ બારણે ચાલી શકશે. જેના ઉપર ક્રાંતિકારી હોવાનો શક જશે તેને પકડી લેવામાં આવશે; અને જે લોકો પાસે વાંધા ભરેલાં કોઈ પુસ્તક કે કાગળિયાં જણાશે, તો એમને પણ બે વર્ષની સજા થશે.

વડી ધારાસભામાં એના ઉપર આખો દિવસ ચર્ચા ચાલી અને જેટલા ચૂંટાયેલા સભાસદો હતા : માલવીજી, ઝીણા સાહેબ, વિઠ્ઠલભાઈ પટેલ વગેરે સૌએ આ

બિલનો વિરોધ કર્યો. એમ છતા રાતે ૧૧॥ વાગે આ બિલ પાસ થઈ ગયુ. આખા દેશમાં હાહાકાર મચી ગયો. અંગ્રેજી રાજ્યમાં આ પ્રકારની ગુંડાગીરી ચાલશે એવુ કોઈએ માન્યુ નહોતું. મહાત્માજીએ કહ્યું : 'ઊંઘતાને તો જગાડી શકાય, પરંતુ જે સૂવાનો ઢોંગ કરતા હોય એમને જગાડવા મુશ્કેલ છે. ગમે તેટલી બૂમો પાડીએ તોપણ વ્યર્થ છે.'

એ વખતે ગાંધીજી બીમાર હતા. એમ છતાં એમણે દેશનુ ભ્રમણ શરૂ કર્યું' મદ્રાસમા એ રાજગોપાલાચારીના મહેમાન હતા. પરેશાન તો હતા જ, તેમાં વળી પૌ ફાટે તે પહેલા આખ ઊઘડી ગઈ. તરત જ તેમણે રાજાજીને જગાડ્યા, અને કહ્યું 'આજે અર્ધજાગૃત અવસ્થામા હતો ત્યારે મે એક સ્વપ્ન જોયુ, તેણે મને બેચેન કરી મૂક્યો છે.' સ્વપ્ન એવુ હતું કે તમામ ભારતવાસીઓને એક દિવસ આવાહન કરવુ ને એમા જણાવવું કે બધા સ્ત્રીપુરુષો ચોવીસ કલાકનો ઉપવાસ કરે, ભગવાનને સંભાળીને પોતાના પાપનુ પ્રાયશ્ચિત્ત કરે અને એ દિવસે બધો કારોબાર, દુકાનો કારખાના બંધ રાખે. રાજાજીને આ વિચાર ગમ્યો અને ૩૦ મી માર્ચ આ દિવસ પાળવાનો નિશ્ચય થયો, પણ એ ફેરવીને ૭ મી એપ્રિલ રાખવામા આવી. આ દિવસનું નામ 'સત્યાગ્રહ દિન' રાખ્યું. એ દિવસે જપ્ત કરેલું રાષ્ટ્રીય સાહિત્ય

ખુલ્લી રીતે વેચવાનું ઠરાવ્યું. 'હિંદ સ્વરાજ્ય' અને 'સર્વોદય' એ પુસ્તકો જપ્ત થયાં હતાં, એ અને એની જોડે બીજું સાહિત્ય પણ વેચવાનું હતું. ૭ મી એપ્રિલે સત્યાગ્રહ નામનું જપ્ત થયેલું ચોપાનિયું વેચાયું અને જવાહરલાલજીએ પણ એ પોતાના હાથે વેચ્યું.

દિલ્હીવાળાઓએ એમની હડતાલ ૩૦ મી માર્ચે રાખી અને એમાં બળવો થઈ ગયો. એમ પંજાબમાં પણ કેટલીય જગ્યાએ બળવા થયા. ગાંધીજીને પંજાબ પહોંચવાની ચિંતા થઈ. એ ઊપડ્યા, પરંતુ પલવલમાં એમને પકડીને મથુરા લઈ આવ્યા અને ત્યાંથી મુંબઈ તરફ જવા એક માલગાડીમાં બેસાડી લઈ ગયા. ત્યાંથી સવાઈ માધવપુર ને ત્યાંથી ટ્રેનમાં મુંબઈ લાવ્યા. મુંબઈ, અમદાવાદ અને નડિયાદમાં પણ બળવા થઈ ચૂકયા હતા. ગાંધીજી પ્રાયશ્ચિત્ત તરીકે ત્રણ દિવસના ઉપવાસ ઉપર ઊતર્યા; કેમ કે એમને હિંસા નહોતી ખપતી. એ અવસર ઉપર એમણે કહ્યું હતું: 'વગર તૈયારી કર્યે સત્યાગ્રહનો આરંભ કર્યો તે હિમાલય જેવડી મોટી ભૂલ હતી.'

૧૦મી એપ્રિલે અમૃતસરમાં લોકોના એક ટોળાને શાંત રાખવા જતાં સ્વ. ડૉ. કિચલુ, ડૉ. સત્યપાલ અને રામભજદત્ત ચૌધરીની ધરપકડ થઈ. બસ, શહેર માં બળવાની આગ ફેલાઈ ચૂકી. હજારોની

સંખ્યામાં હિંદુ-મુસલમાન, શીખ અને ખ્રિસ્તી લોકો એકઠા થયા અને સરઘસના રૂપમાં ડેપ્યુટી કમિશનરના મકાન તરફ જવા લાગ્યા. રેલવેના ફાટક પાસે સરઘસ પહોંચ્યું ત્યાં તો પોલીસે ગોળીબાર શરૂ કર્યો અને ત્યાં જ દશ જણને ઢાળી દીધા. શહીદો ઉપરાંત સેંકડો માણસો ઘાયલ થયા. આ સરઘસ એ દશ શહીદોની લાશોને શહેરમાં પાછું લાવતું હતું, એટલામાં રસ્તે કોઈ અંગ્રેજ મળ્યો. લોકોએ એને મારી નાખ્યો. લોકો આમ મિજાજ ગુમાવી બેઠા. બીજા ચાર અંગ્રેજો મરાયા. ટપાલ ઑફિસો અને રેલવેનાં ગોડાઉનો લૂંટાયાં. ટાઉન હૉલમાં આગ લગાડી. તરત જ બ્રિગેડિયર જનરલ ડાયરના કમાન્ડ હેઠળ સારાયે શહેરમાં લશ્કરી પહેરો બેસી ગયો. બે દિવસ તો અમૃતસરમાં શાંતિ રહી પણ તા. ૧૩ મી એપ્રિલે જ્યાં વૈશાખીનો મેળો ભરાય છે એ જલિયાંવાલા બાગમાં સભા મળી. એ બાગની ચોતરફ મકાનોની ભીંતો આવેલી છે. માત્ર એક નાની ગલીમાંથી અંદર જઈ શકાય છે. સભા ચાલતી હતી તે જ વખતે જનરલ ડાયર લશ્કર લઈને બાગમાં આવ્યો અને સભા વિખેરવાની ચેતવણી આપ્યા વગર લોકો ઉપર ગોળીબાર કરવાનો હુકમ આપ્યો. દસ મિનિટ સુધી ગોળીબાર ચાલુ રહ્યો. મેળામાં આવેલી સ્ત્રીઓ, બાળકો અને પુરુષો આમતેમ ભાગવા લાગ્યાં. છતાં

ડાયરને દયા ના આવી. ગલી સાંકડી હતી, બહાર જવાનો રસ્તો જ નહોતો. મા એના છોકરાને ગોદમાં છુપાવીને ક્યાં લઈ જાય? કેવો જુલમ હતો કે એક જ ગોળી મા અને એનું બાળક બંનેને મોતમાં ઢાળી દે. એક હજાર અને છસો માણસો ગોળીનું નિશાન બનીને ત્યાં પડ્યા હતા. હાહાકાર વ્યાપી રહ્યો છતાં જખમીઓની સારવાર માટે કોઈના મળ્યું. ચારસોથી વધારે માણસો મૃત્યુ પામ્યા અને બારસોથી વધારે માણસો રોતા-કકળતા પડી રહ્યા. શહેરમાં માર્શલ લૉ ચાલુ થઈ ગયો.

એક શેરીમાં લોકો કોઈ મેમનું અપમાન કરી બેઠા એટલે સરકારી હુકમ નીકળ્યો કે એ રસ્તે થઈને જે કોઈ હિંદી નીકળે તેમને પેટે ચલાવવા, બકરી ને બળદની જેમ હાથ અને પગ ભોંય પર મુકાવી ચાર પગે કરવા. જો કોઈ અંગ્રેજ રસ્તામાં મળે તો દરેક હિંદીએ બાઇસિકલ, ગાડી કે મોટર ઊભી રાખી નીચે ઊતરીને એને સલામ કરવી.

કર્નલ જોનસને હુકમ કાઢ્યો કે કૉલેજના ૧૦૦ વિદ્યાર્થીઓને દરરોજ તડકામાં ૧૬ માઈલની માર્ચ કરાવવી. એમની હાજરી ત્યાં જ લેવી અને એમની પાસે સરકારી વાવટાને સલામી કરાવવી.

જો કોઈની ભીંતે સરકારી નોટિસ લગાડે અને એ ફાટી જાય તો ઘરવાળાને પકડવા. એક કૉલેજ-

ના તમામ પ્રૉફેસરો આવા કોઈ ગુના માટે પકડાયા. એક વરઘોડો વાજાં સાથે જતો હતો, એના તમામ માણસોને ચાબુક વતે ફટકાર્યા અને બાદશાહી મસ્જિદમાં ૪૨ દિવસ સુધી નમાજ પઢવાની મનાઈ ચાલુ રહી.

વર્ષો સુધી જલિયાંવાલા બાગની કથા સંભળાવી અમે સ્વતંત્રતાના આંદોલનને શક્તિશાળી બનાવ્યું.

પરંતુ અંગ્રેજ અમલદારોએ આપણા ઉપર જેટલું દમન ગુજાર્યું એટલી જ બ્રિટિશ સમ્રાટ અને એમની પાર્લામેન્ટની આપણા પ્રત્યે સહાનુભૂતિ વધતી ગઈ. થોડા મહિના પછી તા. ૨૪–૧૨–૧૯૧૯ના દિવસે બધા રાજનૈતિક કેદીઓને છોડી મૂકવામાં આવ્યા અને દેશમા રાજકીય સુધારા દાખલ કરવાની જાહેરાત થઈ. આ બધાની ગાંધીજી ઉપર ઘણી સારી અસર પડી અને એ વર્ષે અમૃતસરમાં કૉંગ્રેસની બેઠક મળી, એમાં ઠરાવ મૂકયો કે અસહકારનુ આંદોલન પાછું ખેંચી લેવું. દેશબંધુ દાસ, બિપિનચંદ્ર પાલ. તિલક મહારાજ વગેરે બધા નેતાઓ આ ઠરાવની વિરુદ્ધમાં હતા. ગાંધીજીએ કહી દીધું કે હું કૉંગ્રેસ છોડીને ચાલ્યો જઈશ પણ માલવીયજીએ એમને રોકયા. શ્રી જયરામદાસ દૌલતરામે ઠરાવમાં એવો સુધારો સૂચવ્યો કે સૌએ એનો સ્વીકાર કરી લીધો. અને મહાત્મા ગાંધીજીનો જ પ્રતાપ છે કે ૧૯૪૭માં બ્રિટિશ સરકારે રાજીખુશીથી

સ્વતંત્રતા આપી અને શાસનનું સુકાન અમારા હાથમાં સોંપી એ લોકો પાછા ચાલ્યા ગયા. જેમ આપણને આપણી સ્વતંત્રતા મેળવવાનો આનંદ છે તેમ બ્રિટિશ સરકારને એમની ઉદારતાનું ગૌરવ છે. આજે પણ એ આપણા મિત્ર છે અને આ સંકટના સમયમાં આપણને મદદ કરી રહ્યા છે. આપણે ખરેખર એમના કૃતજ્ઞ છીએ; જોકે પાકિસ્તાન તરફ એમની વધારે સહાનુભૂતિ રહે છે.

જે પ્રમાણે ૪૫ વર્ષ પહેલાં હિંદુ–મુસલમાન વગેરે સહુ કોમોએ એકઠા મળી એમનાં લોહી વડે એકતાના અક્ષરો લખ્યા હતા, એ પ્રમાણે લડાખ અને નેફાના મોરચા ઉપર લોહી વહેવડાવીને આપણા નવજુવાનોએ સ્વતંત્રતાની વેલને સિંચી છે. ચીનાઓએ આપણને પડકાર્યા છે. પણ આપણે પાછા હઠનારા નથી. એ લોકો જો શક્તિનો ઘમંડ રાખી આપણને દબાવવા માગતા હોય તો એ ભૂલ કરે છે. આપણાં એકેએક બાળક સુદ્ધાં શહીદ થઈ જશે પરંતુ દેશની તસુએ તસુ જમીનની રક્ષા કરશે. દેશવાસીઓ, શું થશે તે તો નથી કહી શકતો, પરંતુ આપણે આ સંકટનો બહાદુરીથી સામનો કરીશું. આજે શહીદદિને પ્રતિજ્ઞા કરો કે અમારા પ્રાણ એ ભારતમાતાની સંપત્તિ છે, અમે એના ઉપર ન્યોછાવર થઈને દેશભક્તિનો નવો ઇતિહાસ લખીશું. જય હિન્દ.

## ૧૫ : ક્રાન્તિકારી યોજના

**મહાત્મા** ગાંધીના અસરકારક આંદોલનથી દેશ-ભરમાં અહિંસાત્મક સત્યાગ્રહનુ વાતાવરણ તૈયાર થઈ ગયુ હતું અને દેશભક્તો સામાન્ય જનતા તરફ સહાનુભૂતિ રાખવા તેમ જ તેમની સહાયતા કરવાની પ્રવૃત્તિમાં લાગી ગયા હતા. આમ છતાં કેટલાક નવયુવકોમાં અંગ્રેજી સરકાર સામે ઘૃણા પણ ફેલાઈ હતી. એ લોકો એટલા બધા ઉત્તેજિત થયા હતા કે ભારતમાતા માટે પોતાના પ્રાણ ન્યોછાવર કરવા કૃતનિશ્ચયી બન્યા હતા. ઠેકઠેકાણે કાવતરા રચનારી ટોળીઓ હથિયાર એકઠાં કરવા લાગી હતી અને બૉમ્બ કેમ બનાવવા કે ફોડવા તેનુ શિક્ષણ લઈ રહી હતી. આ લોકો ગાંધીજીને પણ કેટલીય વાર મળ્યા હતા; પરંતુ એમનો તો હમેશા એવો આગ્રહ રહ્યો હતો કે સત્યાગ્રહનુ આંદોલન ચાલતું હોય તેની વચમા કોઈ પણ પ્રકારની હિંસાથી શાંતિનો ભંગ થાય તો સ્વતંત્રતાના યુદ્ધમા વિઘ્ન ઊભું થશે.

અમારા યુ. પી. પ્રાંતમા શચીન્દ્રનાથ સન્યાલ, ચંદ્રશેખર આઝાદ, રામપ્રસાદ બિસ્મિલ, અશ્ફાકઉલ્લાખાં, પ્રેમકૃષ્ણ ખન્ના, જોગેશચંદ્ર ચેટરજી વગેરે કંઈક છાનાછપના કામોમાં રોકાયા હતા. શચીન્દ્રનાથ સન્યાલ જોડે મારે ગાઢ સંબંધ હતો. આ સ્થળે હુ ઘણા

દુઃખ સાથે સ્વીકાર કરું છું કે આ સંબંધમાં મેં ગાંધીજીનો ભયંકર વિશ્વાસઘાત કર્યો અને એ વિષે હવે તો એવી સ્થિતિ પણ નથી રહી કે હું એમની ક્ષમા માગી શકું. એ સ્વર્ગમાં ગયા છે ને હું નરકમાં રહ્યો છું. બહારથી હું બાપુનો વિશ્વાસપાત્ર બનીને રહ્યો અને ભીતરમાં એમના સિદ્ધાંતોની વિરુદ્ધ પેલા ક્રાંતિકારીઓની સાથે તૈયારીઓમાં મદદ કરતો રહ્યો તેમ જ એમની સાથે સિગરેટ પીતો રહ્યો. એક દિવસ શચીન્દ્ર-દાદાએ મને અલ્હાબાદ બોલાવ્યો અને શાહજહાં-પુરમાં રામપ્રસાદ બિસ્મિલ તથા અશ્ફાકઉલ્લાખાં પાસે હથિયારોના કામમાં મોકલ્યો. અમે બધા નજદીકના એક શેરડીના ખેતરમાં કોલુ ચાલતું તેમાં છુપાઈ ગયા અને ત્યાં રાતે શ્રી પ્રેમકિશન ખન્નાએ કમરે બાંધેલી માઉઝર પિસ્તોલ બતાવી અને એ કેમ વાપરવી તે પણ શીખવ્યું. બિસ્મિલજી અને ખાંસાહેબ ફાંસી પર ચઢી ચૂક્યા છે અને ખન્નાજી લોકસભામાં ચૂંટાયા છે. રામપ્રસાદ બિસ્મિલે મને વિશ્વાસપૂર્વક જણાવ્યું કે શચીન દાદાને જેટલાં હથિયારોની જરૂર હશે તેટલાં અમે પૂરાં પાડી શકીશું.

## મારી નોકરી

ફરી એક દિવસ દાદાએ મને બોલાવ્યો ને મેલાં-ઘેલાં કપડાં પહેરાવી અલ્હાબાદના સી. આઈ. ડી.

ખાતાના એક મોટા અમલદારને ત્યાં વાસણો માંજવાની તથા ઝાડુ કાઢવાની નોકરીમાં રખાવ્યો. પગારમાં બાર રૂપિયા અને ખાવાનું નક્કી થયું. મને સલાહ આપી કે મારે ચશ્માં પહેરવાં નહીં અને વાંચતાંલખતાં આવડે છે એવું જણાવા દેવું નહીં. મારે શબ્દો અને એના ઉચ્ચાર પણ બદલવા, ચાકુ ને 'ચક્કુ' કહેતાં શીખી લેવું. એમ તો હું અખિલ ભારતીય કૉંગ્રેસ કમિટીનો મેમ્બર હતો અને લગભગ બધા નેતાઓ સાથે હસવા-બોલવાનો સંબંધ ધરાવતો હતો. હું તો થઈ ગયો નોકર. ત્રીજે જ દિવસે એમને ઘેર એક ભોજનસમારંભ થયો, જેમાં છૂપી પોલીસ ખાતાના બીજા અમલદારો પણ આવ્યા. ત્યાં હું ભોજન પીરસી રહ્યો હતો ત્યારે આ અમલદારોમાં અંગ્રેજી-માં વાતચીત ચાલવા લાગી. (મારી સાથે ઈદુ નામનો એક છોકરો મદદમાં હતો.) સાહેબ લોકોની વાતો સાંભળીને મારી આંખમાં આંસુ આવ્યાં. વાહ રે, ભારતનાં સંતાન-હિંદુ અને મુસલમાન! શરીર એક, જાન જુદા. તમારા ઉપર કુરબાન છું. મારા સાહેબે કહ્યું કે, 'કાનપુર જઈને તપાસ કરીશું અને કશો સામાન હાથ લાગ્યો તો કોણ જાણે કેટલાયે માતાના લાલને પકડવા પડશે. છીએ તો આ દેશના જ રહે-વાસી, શું આપણા જ હાથે આપણાં સંતાનોને ફાંસીએ ચઢાવી દેવા! એમની માતાઓ અને વિધવાઓ શું

કહેશે ? ' બીજા બધા પણ એમ જ બોલ્યા. કાનપુરવાળા સાહેબે કહ્યું : ' હું કોઈ માણસ જોડે નનામી ચિઠ્ઠી મોકલી આપીશ કે તમારી તપાસ થવાની છે, સામાન હટાવી લેજો.' મેં રાતે એક વાગે આવીને શચીન્દ્ર દાદાને ખબર આપી દીધી. રાતોરાત કાનપુર ખબર પહોંચી પણ ગઈ. ત્રીજે દિવસે નનામી ચિઠ્ઠી પણ આવી; અને અંતે તપાસ પણ ન થઈ.

નોકરી કરતાં હજુ તો નવદશ જ દિવસો થયા હતા કે વળી બીજો ભોજનસમારંભ થયો. મને હાથમાં રૂપિયો આપી સાહેબે હુકમ કર્યો કે બજારમાંથી 'ગોભી' લઈ આવો. હું સાઈકલ લઈને ઊપડ્યો. અને કુલ-ગોભી( ફૂલાવર )ને બદલે પાંદડાંની ગોભી ( કોબીજ ) લઈ આવ્યો. સાંજે સાહેબ ઘેર આવ્યા અને મને બૂમ પાડી બોલાવ્યો: 'મહુવ્વા અહીં આવ.' હું હાજર થયો કે તુરત મારા મોં ઉપર થપ્પડ પડી. 'સૂવર કા બચ્ચા, તારી પાસે ગોભીનું ફૂલ મંગાવ્યું ને તું જઈને શું ઉપાડી લાવ્યો ?' થપ્પડ પડતાં જ મને આંઝવાં દેખાયાં અને ગુસ્સામાં હું અંગ્રેજીમાં બોલવા જતો હતો : 'ડેમ સ્વાઈન' પરંતુ યાદ આવી ગયું કે હું તો અત્યારે એક નોકર જ છું. હું બોલ્યો : 'ભૂલ થઈ ગઈ સાહેબ, હમણાં જ ફૂલગોભી લઈ વં છું.' હું જલદીથી એ લઈ આવ્યો. પરંતુ શચીન્દ્ર-

દાદાને કહેતો આવ્યો કે વધારે વખત આ નોકરી કરી શકું એવું મને જણાતું નથી. મેં એમને બધી પરિસ્થિતિ કહી સંભળાવી. એમણે કહ્યું કે ભોજન પૂરું થાય એટલે બાઈસિકલ રહેવા દઈને ચાલ્યા આવજો ને કપડાં બદલી લેજો; પરંતુ અહીં રહેશો નહીં. અહીંથી બિજનૌર ચાલ્યા જજો. પછી પગાર લેવા કોણ રહે? ત્રીજા વર્ગની ટિકિટ લઈ બિજનૌર પહોંચી ગયો.

ફરી દાદાએ કહ્યું કે, થોડા વિશ્વાસપાત્ર મિત્રોનાં નામ કહો. મેં એમને બુલંદશહેરના રામચંદ્ર શર્મા અને મેરઠના વિષ્ણુશરણ ડુબલિશનાં નામ જણાવ્યાં. 'હવે મેરઠવાળા ભાઈને ક્યાં મળી શકાય?' નક્કી કર્યું કે ગાઝિયાબાદના વેઈટિંગ રૂમમાં મારે એમને મેળવી આપવા. ડુબલિશ ગાઝિયાબાદ આવ્યા અને એ લોકો સાથે ભળી ગયા. મેરઠના અનાથાલયના એ પોતે સુપરિન્ટેન્ડેન્ટ હતા. અને કાકોરી ટ્રેનની લૂંટ કરી તેની પહેલી વાતચીત એ અનાથાલયમાં થઈ હતી. એ વખતે મારા ઉપર તાર આવેલો કે મારે તરત જ મેરઠ પહોંચવું. પરંતુ બિજનૌરમાં હું જેમને ઘેર રહેતો હતો તે શ્રી વિશ્વમિત્ર વકીલને થોડી શંકા આવી ગયેલી એટલે મને તાર બતાવ્યો નહિ. પછી લૂંટ કરવાની જે તારીખ નક્કી થઈ હતી તેની ખબર આપવા એક બંગાળી યુવક મને મળવા આવ્યો તો વિશ્વ-

મિત્રે એને સભળાવી દીધુ કે એ તો કેટલાયે દિવસથી ક્યાક બહારગામ ગયા છે હુ હતો તો એમના જ ઘરમા, પણ એમને તો આ મોકો ટાળવો હતો. પછી કોઈ ખેડૂત પરિષદ ગોઠવી, અને એ રીતે હુ પેલા લૂટના કામમા ભળી શક્યો નહી સી આઈ ડી ની સૂચનાથી જોકે મારુ વૉરંટ તૈયાર થયું હતું, પરતુ અગ્રેજી કલેકટરની સામે તે જ દિવસે કૉગ્રેસની ખેડૂતસભામા કરેલા ભાષણનો રિપોર્ટ પહેલો હતો એટલે મારી ધરપકડ થઈ શકી નહિ

ડંડાનો વરસાદ

૧૯૨૯મા અગ્રેજી સરકારે ભારતની રાજ્યવ્યવસ્થામા સુધારા કરવાના ઉદ્દેશથી એક કમિશન નીમ્યું. એના પ્રમુખ સર સાયમન હતા સાયમન કમિશન આવે તે પહેલા એનો બહિષ્કાર કરવાનો કૉગ્રેસે નિશ્ચય કર્યો જ્યા જ્યા એ કમિશન જાય ત્યા ત્યા કાળા વાવટાથી લોકો એનુ સ્વાગત કરે અને 'સાયમન ગો બૅક'(સાયમન પાછા જાવ)ના પોકારો કરે લખનૌમા જે દિવસે આ કમિશન આવ્યું તે દિવસે કાળા વાવટા સાથે એક ઘણુ મોટુ સરઘસ નીકળ્યું અને એ સરઘસના નેતા શ્રી જવાહરલાલ નેહરુ હતા. એમની સાથે સ્વ૦ ગોવિંદ વલ્લભ પત પણ હતા. પોલીસના ઘોડેસવારોએ આ સરઘસ ઉપર લાઠીડંડાના

પ્રહારો કર્યા અને જવાહરલાલની પીઠ નેતરની સોટીઓ વડે ફાડી નાંખી. તેમની આખી પીઠ ઉપર ભૂરાં ચકામાં પડી ગયાં. પં. મોતીલાલ નહેરુ અલ્હાબાદના આનંદભવનમાં હતા. તેમને જેવી ખબર મળી કે તરત જ તેઓ મોટરમાં બેઠા ને પોતે જ ચલાવીને લખનૌ પહોંચ્યા. એકના એક પુત્ર જવાહરલાલની ફાટેલી પીઠના હાલ પિતાથી જોઈ ના શકાયા. એ રડી પડ્યા અને સાથે સાથે બીજા સાથીઓ પણ રડી પડ્યા. જવાહરલાલની પીઠ પર પડેલા ફટકાનાં નિશાનોના ફોટા લેવાયા અને બધાં છાપામાં છપાયા. અમને એનું દુઃખ રહ્યું કે અમે સાયમન કમિશનને કાળા વાવટા દેખાડી ના શકયા. પોલીસે બધાંની પાસેથી પહેલેથી એ છીનવી લીધા હતા. બારાદરીના મેદાનમાં સાંજે તાલુકદારો તરફથી એક ચાપાર્ટી ગોઠવાઈ હતી. નવાબોના સમયથી લખનૌ પતંગબાજી માટે મશહૂર છે. કોઈ છોકરાએ એ સાંજે એવી તો એક પતંગ ચગાવી કે સીધી લૉર્ડ સાયમનના મેજ પર ઠીંગ કરતીકને પડી અને સમડીની ઝડપે પાછી ઊડી ગઈ. એ પતંગ પર અંગ્રેજીમાં મોટા અક્ષરે લખ્યું હતુંઃ 'સાઈમન ગો બૅક.' સાયમને એ અક્ષરો વાંચી લીધા પણ પતંગ ના પકડી શકયા. પોલીસે મહેનત ઘણી કરી પણ એ પતંગનો પત્તો જ ન લાગ્યો.

એ મુજબ ૨૨-૧૨-૧૯૩૦ ના દિવસે પંજાબના ગવર્નર મૅન્ટમોરેસી લાહોર યુનિવર્સિટીના પદવીદાન-સમારંભમાં ભાષણ આપવા ગયા, ત્યારે ત્યાંના માત્ર સત્તર જ વર્ષના વિદ્યાર્થી હારેકૃષ્ણ, એકવીસ વર્ષના દુર્ગાદાસ ખન્ના, મિલાપવાળા રણવીર તે પણ એકવીસ જ વર્ષના અને હારેકૃષ્ણના કાકાના દીકરા ચમનલાલ-એમણે સંતલસ કરી અને ગવર્નરને મારવાનું ઠરાવ્યું. પહેલી ગોળીથી ગવર્નર જખમી થયા. બીજી ગોળી ચલાવી ત્યારે પોલીસ ખાતાના આસિ. સુપરિન્ટેન્ડેન્ટ ચાનનસિંહ વચ્ચે આવી ગયા ને માર્યા ગયા. એ લોકો ઉપર મુકદ્દમો ચાલ્યો અને હારેકૃષ્ણને ફાંસી થઈ. અલ્હાબાદના એક બગીચામાં પોલીસની ગોળીઓનો મુકાબલો કરવા જતાં ચંદ્રશેખર આઝાદ પણ માર્યા ગયા.

### વડી ધારાસભામાં બૉમ્બ

૧૯૨૯ ના એપ્રિલની ૮ મી તારીખે ભારતીય સમાજવાદી અને ગણતંત્ર પાર્ટી (હિંદુસ્તાન સોશ્યાલિસ્ટ એન્ડ રીપબ્લિકન પાર્ટી) ના ઠરાવ મુજબ શ્રી ભગતસિંહ અને બટુકેશ્વર દત્ત એ બે જણાએ વડી ધારાસભામાં બૉમ્બ ફેંકવાનો નિશ્ચય કર્યો. એ બંને ૨૦-૨૨ વર્ષના હતા. બંને જણે હાથે બનાવેલો એક એક બૉમ્બ પોતાના ગજવામાં મૂક્યો અને પિસ્તોલ પણ લીધી. આજે જ્યાં લોકસભા મળે છે, એની પ્રેક્ષક-

ગેલેરીમા એ બેઠા. ઘણું કરીને એમના પાસ પં. મદન-મોહન માલવીયજીએ અપાવ્યા હતા. એ દિવસોમાં વડી ધારાસભાની અંદર બહુ ગંભીર ચર્ચાઓ થતી. એમા એક તો ટ્રેડ-ડિસ્પ્યૂટ્સ બિલ હતું. એ સિમલાની બેઠકમા રજૂ થયુ હતું અને સરકારી પક્ષ તથા આપણા પક્ષ બંનેને સરખે સરખા મત મળતા સભાના સ્પીકર શ્રી વિઠ્ઠલભાઈ પટેલે એને પોતાના મતથી ઉડાવી દીધું હતું. બીજુ બિલ સેફ્ટી બિલ હતુ. અને એમા સામ્ય વાદીઓને દેશનિકાલ કરવાની વાત હતી. વળી એક મેરઠ કૉન્સ્પિરસી(કાવતરા)નુ બિલ હતું. દેશભરમાં આ બિલોની વિરુદ્ધમા સભાઓ ભરાતી હતી. એ દિવસે સભાનું કામકાજ જોવા લૉર્ડ સાયમન પણ ખાસ પ્રેક્ષકોના વિભાગમા બેઠા હતા. મેરઠના બિલ ઉપર રૂલિંગ આવ્યુ કે કા તો કેસ પાછો ખેંચી લો અથવા તો બિલ પાછુ ખેંચી લો. આ બિલ ઉપર પં. મોતીલાલ, ઝીણાસાહેબ અને દીવાન ચમનલાલના ભાષણો પણ પૂરા થયા હતા. પ્રેક્ષક-ગૅલેરી ચિક્કાર ભરાઈ ગઈ હતી. આ બંને દેશભક્તો ખસતા ખસતા આગળ વધ્યા. બિલ ઉપર વોટ લેવાના થયા અને ડિવિઝન થયુ. એમા આપણી હાર થઈ અને સરકાર જીતી ગઈ. સરકારી સભ્યો ઘણા ખુશ થયા. તાળીઓ પાડી, ટેબલો ઠોકયા અને ટોપીઓ ઉછાળવા માંડી.

સ્પીકર હવે પબ્લિક સેફ્ટી બિલ ઉપર રૂલિંગ આપવા ઊભા થયા કે એકદમ ઉપરથી બે બૉમ્બ નીચે પડ્યા અને સભાગૃહમાં ધુમાડો ધુમાડો થઈ ગયો. પડાપડી થઈ ગઈ. શ્રી પટેલ પણ ચાલ્યા ગયા. નાણાંપ્રધાન શ્રી જ્યૉર્જ શુસ્ટર અને સર જેમ્સ ક્રેગર ટેબલ નીચે લપાઈને ઉપર તાકીને જોઈ રહ્યા. બધા મેમ્બરો અને દર્શકો ભાગી ગયા. શ્રી કબીરઉદ્દીન અહમદ કબાટની પાછળ અને શ્રી હરિસિંહ ગૌર બાથરૂમમાં સંતાઈ ગયા. એ દરવાજો એવો બંધ થઈ ગયો કે ઘણું કરીને એને તોડી નાખવો પડ્યો. શ્રી બમનજી દલાલને લોખંડનો એક ટુકડો એવો વાગ્યો કે તેમને ચાર ઇંચ ઊંડો ઘા થયો. લોર્ડ સાયમન પણ ભાગી છૂટ્યા. માત્ર બે જ જણા દર્શકોની ગૅલેરીમાં રહી ગયા–ભગતસિંહ અને બટુકેશ્વર દત્ત. એમણે એમની સાથે આણેલાં હેન્ડબિલ નીચે ફેંકવા માંડ્યાં અને ધારાસભાના દરવાજા બંધ થઈ ગયા.

પં. મોતીલાલ નેહરુ એક હાથમાં સિગારેટ પકડીને બીજા હાથના નખ ઉપર તેને ઠોકી રહ્યા હતા. એક ગોરો સાર્જન્ટ ટેરી ઉપર ગયો પરંતુ ભગતસિંહના હાથમાં પિસ્તોલ જોઈને હબકી ગયો. ભગતસિંહે રિવોલ્વર નીચે ફેંકી દીધી અને બંને જણે બેઉ હાથ પોકાર કર્યો: 'લૉંગ લિવ રીવોલ્યુશન' (ઇન્ક-

લાબ ઝિન્દાબાદ ). બંનેને પકડવામાં આવ્યા અને ચેમ્બરના એક ઓરડામા સાર્જન્ટની સાથે બેસાડવામાં આવ્યા. બે કલાક સુધી એ જ રૂમમાં રહ્યા. ત્રણ વાગે સાયમન સાહેબને બ ધગાડીમા લઈ ગયા. એ પછી શ્રી દત્તને નવી દિલ્હીની કાચી જેલમા તથા ભગતસિંહને જૂની દિલ્હીની કાચી જેલમા ખસેડ્યા. ત્યા એમનો ચા–પાણી માટે ભાવ પુછાયો અને એમનુ સારુ આતિથ્ય થયુ. શ્રી દત્તની પાસે એક ફોટોગ્રાફર આવ્યો ને જણાવ્યુ કે એ કોઈ પ્રેસનો માણસ છે; પણ તે હતો પોલીસનો માણસ. તેઓ સાક્ષીઓને ફોટો બતાવી રાખે એટલે ઓળખવામા મુશ્કેલી ના આવે. પછી છૂપી પોલીસના ઑફિસર શ્રી તસદ્દુક હુસેન આવ્યા. એ વખતે રાતના અગિયાર થયા હતા એમણે દેશભક્તિની ઘણી ઘણી વાતો કરી અને સિનેમા વગેરેના સમાચાર પૂછવા લાગ્યા. એ દિવસોમા એક એવી ફિલ્મ આવી હતી કે, જેમા બોમ્બ ફેંકવાનુ દૃશ્ય હતું. એ પૂછવા લાગ્યા કે તમે એ ફિલ્મ જોઈ છે? ચાલતા ચાલતા એ ચપળ જાસૂસે એક નવી ચાલ ચાલી. તે કહેવા લાગ્યા કે, તમારા કપડાં મેલાં થઈ ગયા છે, કાલે હુ એક જોડ નવા કપડાં મોકલીશ. તમારા મેલાં કપડાની યાદી કરી મારા ઉપર મોકલજો એટલે ધોબીને ત્યાં મોકલી દઉં. શ્રી દત્ત સમજી ગયા કે આ ભાઈને મારા હસ્તાક્ષર

જોઈએ છે અને કપડાં ઉપરથી ધોબીની નિશાની મેળવી એનો પત્તો મેળવવો છે. બીજે દિવસે એમણે કપડાં તો મોકલી આપ્યાં પણ ધોબીની નિશાનીઓવાળો ભાગ ફાડી લીધો. શ્રી દત્તને ખબર હતી કે કાકોરી કેસમાં પણ ધોબીની નિશાનીઓ વડે પોલીસે પુરાવા એકઠા કર્યા હતા. આમ છતાં શ્રી દત્તે પોતાના હાથે યાદી કરીને મોકલી આપી. પછી એક જાડુવાળો દત્તજી સાથે બહુ હેત કરવા લાગ્યો: 'તમારા આત્માને ધન્યવાદ. તમારી ઉંમર પણ કેટલી ને એટલામાં તો દેશ માટે બલિદાન દઈ રહ્યા છો! મારા લાયક કંઈ કામ હોય તો જરૂર કહેજો. જેલની બહાર જો કોઈ ને સંદેશો મોકલવો હોય તો હું જરૂર પહોંચાડી દઈશ.' પરંતુ દારોગાએ ઇશારો કરી દીધો કે એનો ભરોસો ના કરશો, એ પણ છૂપી પોલીસનો જ માણસ છે. એક દિવસ શ્રી દત્તને ઊંડાં ભણાવ્યાં કે શ્રી ભગતસિંહે તો બધું બયાન કરી દીધું છે. હવે આપ પણ આપી શકો છો. પાછળથી જણાયું કે ભગતસિંહને પણ એવાં જ ઊંડાં ભણાવ્યાં હતાં; પરંતુ આ બંને નવયુવક બહુ સાવધ હતા. બંનેને સાથે ના રાખે ત્યાં સુધી કોઈ પણ નિવેદન કરવાની એમણે ના પાડી દીધી.

સાત દિવસ પછી એમના ઉપર ત્રાસ ગુજારવામાં

આવ્યો. એથી એમણે એક માત્ર ઉપાય જેવી ભૂખ-હડતાળ શરૂ કરી દીધી. ચૌદ દિવસ પછી એમને દિલ્હી જેલમાં ગોરાઓની બૅરેક હતી ત્યા મોકલ્યા અને ભગતસિંહને પણ સાથે રાખ્યા. પછી મુકદ્દમો શરૂ થયો. એમના તરફથી બૅરિસ્ટર અસફઅલી ઊભા રહ્યા. સાક્ષીઓની જુબાની થઈ. પછી આ બન્નેને પૂછવામાં આવ્યુ કે તમારે બચાવમાં કંઈ કહેવું છે? એમણે તો એટલા માટે બૉમ્બ ફેંક્યો હતો કે જેથી એમની પાર્ટીનો પ્રચાર થાય. એમણે એવી ભાષામાં પોતાની વાત જણાવી કે એ વાંચીને નવજુવાનોમાં દેશભક્તિનો ઉત્સાહ વધે, અને સરકાર એ નિવેદન છાપવા પર કદાચ પ્રતિબંધ ન મૂકી દે એટલા માટે એમણે આગલા દિવસે એની નકલ પ્રેસવાળાને આપી દીધી. પ્રેસવાળાઓએ બધું છાપી કરીને તૈયાર રાખ્યુ હતું કે જેવુ કોર્ટમા નિવેદન વંચાય કે તરત જ એ પ્રસિદ્ધ થઈ શકે. એમ એ જ દિવસે સાંજે એ નિવેદન છપાયુ. એમા જણાવ્યુ હતું કે,

'અમે એટલા માટે જ બૉમ્બ ફેંક્યો હતો કે માત્ર ઝેરવાળી છૂરી ચલાવવાથી સ્વતંત્રતા મેળવવી મુશ્કેલ છે. અમારે ગુરુ ગોવિંદસિંહ, લેનિન વગેરે ક્રાંતિકારીઓની મનોવૃત્તિનો પ્રચાર કરવો હતો. માત્ર બૉમ્બ, પિસ્તોલ કે ક્રાંતિ એ જ અમારા ધ્યેય

નથી. અમે તો રાજકીય સત્તા, ઔદ્યોગિક ઉત્થાન, અને સમાજવાદી વ્યવસ્થા–એની સ્થાપના કરવા માગીએ છીએ. આ બૉમ્બ કોઈની હત્યા કરવા માટે અમે નથી ફેંકયા પણ ક્રાંતિના શ્રીગણેશ કરવાના હેતુથી જ ફેંકયા છે.'

બીજા દિવસે નિવેદનનો આટલો ભાગ સરકારી હુકમથી કાપી નાખવામાં આવ્યો, અને એટલું જ રાખવામાં આવ્યું કે જેમાં બૉમ્બ ફેંકયાની વાત કબૂલ રાખવામાં આવી હતી. પરંતુ છાપાંઓમાં તો બધું આગળથી છપાઈ ચૂકયું હતું. કોર્ટે જન્મટીપની સજા કરી, તે વખતે કહ્યું કે ગુનો એવો ભયંકર નહોતો. એથી વધારે ભયંકર તો એમણે જણાવેલી વિચારધારા છે. આ પ્રકારનો પ્રચાર ભવિષ્યમાં ના થઈ શકે એ માટે એમને લાહોરની જેલમાં પૂરી દેવાનો હું હુકમ કરું છું.

૧૯૨૯માં લાહોરની સૉન્ડર્સની હત્યાના અનુસંધાનમાં કેટલીક ધરપકડો થઈ. ઘણા નવજુવાનો પકડાયા. એમના ઉપર સમ્રાટની વિરુદ્ધ યુદ્ધ કરવાનો આરોપ મૂકવામાં આવ્યો. જેલમાં એમણે એવી માગણી કરી કે યુદ્ધમાં પકડાયેલા કેદીઓ સાથે જેવો વર્તાવ થાય છે, એવો જ વર્તાવ એમની સાથે પણ કરવામાં વે. આ માગણી નાકબૂલ રહી એટલે ૧૫ મી

જૂનથી એમણે ભૂખહડતાલ શરૂ કરી દીધી. જ્યારે જ્યારે એમની અવસ્થા બહુ નાજુક થઈ જતી ત્યારે નાક દ્વારા નળી ઉતારીને દૂધ કે દવા આપવામાં આવતાં. આ રીતે એ ન તો મરે કે ન તો જીવી શકે. આખરે ત્રેસઠ દિવસના ઉપવાસ કર્યા પછી શ્રી યતીન્દ્રનાથ દાસનું મૃત્યુ થયું.

આખા દેશમાં કોલાહલ મચ્યો. એમનો મૃતદેહ રેલવે રસ્તે લાહોરથી કલકત્તા લઈ ગયા અને રસ્તાનાં દરેક સ્ટેશને જનતાએ એના ઉપર ફૂલોના ઢગલા ચઢાવ્યા. છેવટે ૧૧૨ દિવસ પછી ઑક્ટોબરની પાંચમી તારીખે આ કેદીઓની માગણીઓ મંજૂર રાખવામાં આવી અને ભૂખહડતાલનો અંત આવ્યો. એ વખતે એક એવો ઑર્ડિનન્સ નીકળ્યો કે ઉપવાસ ઉપર ઊતરેલા આરોપીઓ અદાલતમાં હાજર ના રહી શકે તો એમની ગેરહાજરીમાં પણ એમનો કેસ આગળ ચાલી શકે અને આવા સંજોગોમાં હાઈકોર્ટના ત્રણ જજો સુનાવણી ચાલુ રાખે. આ ઑર્ડિનન્સની મંજૂરી લેવા માટે વડી ધારાસભામાં એનુ બિલ આવ્યું. ચર્ચા ચાલી. પં. મોતીલાલ નેહરુ, મિ. ઝીણા વગેરેએ ઘણા જુસ્સાથી એનો ખૂબ વિરોધ કર્યો. હાઈકોર્ટે પણ એ ઑર્ડિનન્સને રદ કર્યો અને એ બિલ પાછું ખેંચાયું. ભૂખહડતાલ પૂરી થઈ એટલે વળી પાછી

કાર્યવાહી ચાલવા લાગી. અંતે સર્વશ્રી વિજયકુમાર, શિવ વર્મા, ડૉ. ગયાપ્રસાદ, મહાવીરસિંહ અને જયદેવને જન્મટીપની સજા થઈ અને સર્વશ્રી ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવને ફાંસીની સજા થઈ.

## ફાંસી

૨૩ મી માર્ચ, ૧૯૩૧ નો ત્રીજો પહોર ચાલતો હતો ને જેલના દરવાજા બંધ કરી દેવામાં આવ્યા. પાંચ વાગે પાછલે દરવાજેથી મેજિસ્ટ્રેટ વગેરે જેલમાં પેસ્યા અને આ ત્રણ દેશભક્તોને જણાવ્યું કે ફાંસી પર ચઢવા તૈયાર થઈ જાવ.

'હા, આજ અમારી પરીક્ષાનો દિવસ છે. આજે સરકારને ખબર પડશે કે ક્રાંતિકારીઓ કેવા દૃઢ નિશ્ચયવાળા હોય છે.

ત્રણે જણ એકબીજાને ભેટ્યા ને પરસ્પરની વિદાય લીધી. ત્રણે જણ સાથે ફાંસીના માંચડા તરફ રવાના થયા. એમના મનમાં શી શી ભાવનાઓ ઊઠી હશે એનું અનુમાન કરવું કઠણ છે. ત્રણેને ફાંસીના તખ્તા ઉપર એકસાથે ઊભા કરવામાં આવ્યા. એમની સામે એમના ગળામાં પડનારાં દોરડાંના ગાળિયા લટકતા હતા. ત્રણ ત્રણ વાર 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ના પોકારો કર્યા. ત્રણે જણા બહુ પ્યારથી ફાંસીના ગાળિયાને ચૂમ્યા.

અને આંખ બંધ કરીને સ્વસ્થ ઊભા રહ્યા. જલ્લાદે એ ગાળા એમના ગળામાં નાખ્યા ને નીચેનું પાટિયું ખોલી નાખ્યું. ત્રણે એક જ ઝાટકે નીચે લટકાઈ ગયા. પળભર લટકતા શરીરના તડપવાથી દોરડાં નાચવા લાગ્યાં. ધન્ય છે એમનાં માતાપિતાને કે કેવા ઉત્સાહથી એ ભારતમાતા ઉપર ન્યોછાવર થઈ ગયા ! સૌ દેશવાસીઓએ પોતપોતાનાં અંતર ઢંઢોળવાં જોઈએ–શું અમારા મનમાં પણ અમારા દેશ માટે કંઈ પ્રેમ છે કે પછી આપણે કર્તવ્યને ભૂલી ગયા છીએ ? વળી આજે ચીન આક્રમણ કરી રહ્યું છે. ભગવાન આપણને શક્તિ આપે.

★

'સસ્તું' સાહિત્ય એટલે કિંમતમાં ઊંચું સાહિત્ય'

# અન્ય ઉપયોગી પુસ્તકો

## જીવનચરિત્રો

ભારતના વીર પુરુષો ૩-૦૦
સોરઠી સંતો ૧-૨૫
સોરઠના સિદ્ધો ૧-૫૦
સૌરાષ્ટ્રના સંતો ૧-૫૦
વીર દુર્ગાદાસ ૧-૫૦
શિવાજી છત્રપતિ ૧-૫૦
અકબર ૧-૦૦
બૅન્જામિન ફ્રેંકલિન ૧-૨૫
બૂકર ટી. વૉશિંગ્ટન ૧-૫૦
જોન ઑફ આર્ક ૦-૭૫
પિતામહ ભીષ્મ ૧-૦૦
મહર્ષિ દયાનંદ ૧-૫૦
સ્વામી ભાસ્કરાનંદ ૧-૨૫
સ્વામી વિવેકાનંદ ૧-૭૫
સ્વામી સહજાનંદ ૨-૦૦
સાક્ષાત્કારના પંથે તુકારામ ૨-૦૦
સ્વામીશ્રી બ્રહ્માનંદ ને
શિવાનંદ ૧-૩૭
મહર્ષિ દધીચિ અને
બીજાં બે આખ્યાનો ૦-૫૦
સ્વામીશ્રી નિત્યાનંદ ૦-૫૦
૩-૦૦
આદર્શ ચરિત્રસંગ્રહ-૨ ૩-૦૦
યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ૦-૬૦
શ્રીરામચંદ્ર દત્ત અને
નાગમહાશય ૧-૦૦
સંત જ્ઞાનેશ્વર અને
મહાત્મા એકનાથ ૦-૩૭
મહાત્મા દાદૂ દયાળ ૦-૫૦
શ્રીમત્ શંકરાચાર્ય ૧-૦૦
મહાત્મા ટોલ્સ્ટોય ૧-૨૫
ચૈતન્ય મહાપ્રભુ ૧-૦૦
વ્યક્તિ-ચિત્રો ૧-૫૦
સંતશિરોમણિ નામદેવ ૦-૫૦
પરમભક્ત પ્રહ્લાદ ને
બીજાં આખ્યાનો ૦-૫૦
શુકદેવજી અને
બીજાં આખ્યાનો ૦-૫૦
દેવર્ષિ નારદ ૦-૩૧
ભક્ત પીપાજી ૦-૪૦
મેકણદાદા ૦-૫૦
સંત મલૂકદાસ ૦-૩૫
ગોસ્વામી તુલસીદાસ ૦-૪૦
ભક્ત પ્રહ્લાદ ૦-૪૦
ચંદ્રહાસ ૦-૨૫

સુમુખ તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) ૦-૩૭
પ્રહ્લાદ આખ્યાન ૦-૫૦
ધ્રુવાખ્યાન ૦-૨૫
બાળકોના વિવેકાનંદ ૦-૨૫
નાનભટ્ટ બાપા ૦-૨૫
શ્રી શુકદેવજી ૦-૩૫
જડભરત ૦-૧૯
સ્વા. રામતીર્થ (બાળકોના) ૦-૨૫
ભક્ત જલારામ ૦-૩૦
ભક્ત રોહીદાસજી ૦-૧૯
શ્રીરામકૃષ્ણ પરમહંસ-સંક્ષિપ્ત જીવન ૦-૨૫
મહાત્મા સરયૂદાસ ૦-૫૦
કબીરસાહેબ ૦-૪૦
જ્ઞાનેશ્વર ને ચાંગદેવ ૦-૪૦
રાજા અંબરીષ ૦-૨૫
મહાત્મા મસ્તરામજી ૦-૪૦
નાનક ૦-૩૭
સુદામાચરિત્ર ૦-૨૦

## સ્તોત્રો-પ્રાર્થના-માહાત્મ્ય

મોહમુદ્ગર અને બીજાં દશ રત્નો ૧-૦૦
શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ૦-૭૫
સ્તોત્રસંગ્રહ ૧-૦૦
વિવેકચૂડામણિ ૧-૦૦
શ્રીદક્ષિણામૂર્તિ સ્તોત્ર ૧-૫૦
હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા ૦-૧૫
આત્મા-અનાત્માવિવેક ૦-૩૫
પ્રબોધસુધાકર અને તત્ત્વબોધ ૦-૫૦
સૌંદર્યલહરી ૦-૪૦
પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્તાનંદલહરી ૦-૧૯
મણિરત્નમાળા ૧-૫૦
અંબામાતા ૦-૫૦
શ્રી સત્યનારાયણની કથા ૦-૭૫
ભીષ્મસ્તવરાજ ૦-૧૫
નારાયણકવચ ૦-૫૦
શ્રીવિષ્ણુસહસ્રનામ ૦-૨૫
કંઠાભૂષણમ્ ૦-૨૫
ઈશ્વરપ્રાર્થનામાળા ૩-૦૦
હનુમાનચાલીસા ૦-૧૦
પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ ૦-૫૦
શ્રીચંડીપાઠ ૧-૫૦
પુરુષોત્તમમાસમાહાત્મ્ય ૨-૫૦
નિત્યપાઠ-આઠ પુંઠું ૧-૦૦

## ભક્તિવિષયક

| | |
|---|---|
| શ્રીરામકૃષ્ણપ્રેમમૂર્તિ | ૬-૦૦ |
| વિવેકાનંદસાર | ૩-૦૦ |
| ધર્મજ્યોતિ | ૧-૫૦ |
| જ્ઞાનયોગી ચંદુભાઈનો અધ્યાત્મ વાર્તાલાપ | ૪-૦૦ |
| સંતગુરુનો પરિચય | ૨-૦૦ |
| હરિરૂપ જગત | ૨-૫૦ |
| સદ્બોધસરિતા | ૧-૫૦ |
| સંતની વાતો | ૧-૫૦ |
| બોધદાયક કથાઓ | ૧-૫૦ |
| ઉપદેશસારસંગ્રહ | ૧-૫૦ |
| મેનાવતી-ગોપીચંદ તથા ભર્તૃહરિ-વિક્રમ | ૦-૨૫ |
| જેસલ-તોરલ તથા જલંધર-ગોપીચંદ | ૦-૨૫ |
| મનોબોધ (મનાચે શ્લોક) | ૦-૫૦ |
| ગીતાંજલિ | ૦-૪૦ |
| શ્રીરામકૃષ્ણ ઉપદેશ | ૦-૪૦ |
| સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો | ૦-૫૦ |
| સ્વામી રામતીર્થનાં વચનામૃત | ૦-૬૨ |
| પરવાળા | ૦-૨૫ |
| સૂર્યકાંત | ૨-૦૦ |
| પુરોગામી | ૦-૨૫ |
| પ્રવાસી | ૦-૩૭ |
| મંગલમય જીવન | ૧-૦૦ |
| દત્તાત્રેય (અવધૂત) | ૦-૨૫ |

## દૃષ્ટાંતકથાઓ

| | |
|---|---|
| સુબોધક કથાવાર્તાઓ | ૧-૫૦ |
| ધર્મકથાઓ-ઉપનિષદની | ૧-૫૦ |
| બોધક વાર્તાઓ | ૧-૫૦ |
| મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો | ૧-૫૦ |
| સુબોધરત્નાકર | ૧-૫૦ |
| સુબોધ કથાસાગર | ૨-૫૦ |

**વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો :**

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

સ્વામી અખંડાનંદ માર્ગ, અમદાવાદ અને મુંબઈ-૨